# આપણા દેશનો ઇતિહાસ.

## પ્રથમ ખંડ.

શ્રી. જ. અક્કડ.

કેળવણી ખાતા તરફથી મંજુર

# આપણા દેશનો ઇતિહાસ

## પ્રથમ ખંડ

કર્તા

બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ, બી. એ., એસ. ટી. સી.

હેડમાસ્તર—ન. ઘે. ઝવેરી જૈન હાઇસ્કુલ, સુરત.

અને

સ્વયંસેવક—સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સુરત.

પ્રકાશકઃ—

મંગળદાસ એન્ડ સન્સ, સુરત.

કીંમત રૂા. ૦-૧૨-૦

# INTRODUCTION

'આપણા દેશનો ઇતિહાસ'—A history of our own, our native land is the very interesting and attractive title of a Manual of History of India in Gujarati. It is an unambitious but very useful book which my young friend Mr. B. J. Akkad has placed before the student world of Gujarat and before the educationists who have been advocating the use of our vernaculars as the media of instruction in history and other subjects in our schools. 'આપણા દેશનો ઇતિહાસ':—there is in this title a sweet flavour of national sentiment and a delicious aroma of patriotism; and consequently there is a sort of fascination, a charm for the Hindu reader (by Hindu I mean a native of India, be he a Hindu, Moslem, Christian, or Parsi) which cannot fail to remind him of the immortal lines of Scott:—

> "Breathes there the man, with soul so dead,
> Who never to himself has said,
> 'This is my own, my native land'..........."

But the intense attractiveness of the title need not lead the critical reader to suppose that the aim of the writer in bringing out this book was to tickle our national sentiment or to minister to our national vanity. No, a careful perusal of the following pages will show that the writer is fully

conscious of the onerous responsibility that devolves on the shoulders of a writer of history. He has very faithfully narrated the intellectual, social and political growth of Hindu society, and the various stages of the evolution of Hindu religion, philosophy and ethics; but as faithfully has he traced, so far as the scope of the book could allow, the short comings and defects of our social organisation that led eventually to our decadence.

But then a captious critic may grumble that the writer has not delved deep to bring to light the hidden causes-political as well as social, that led to the disintegration of our social fabric, to the disappearance of that cohesive power that alone could have welded together the jarring elements of our society. But it is to be borne in mind that this book is a Manual of History for school boys; it would be expecting too much from the writer of a school manual to be erudite as Hallam or as copious as Gibbon or as polemical as Macaulay.

A very careful perusal of the manuscript enables me to say that the young writer has acquitted himself with credit. His style is simple, racy and his diction free from mannerism but dignified where the importance of the subject matter requires and his treatment of the intricate points shows

patience, scrupulous exactitude and impartiality. Even a fastidious reader will allow that in his delineation of the character of the forerunner of Islamic inroads into India—Mahmood of Ghazni, of the stern Moslem Puritan Aurangzeb, or of the unrelenting iconoclast Tippoo, the young writer has shown a broad-minded liberal spirit, even-handed justice and a complete subjugation of racial bias or national prejudice. With characteristic frankness of speech which seldom refrains from telling unpalatable truths, he makes an honest avowal of the superiority of Mahomadan invaders in that they possessed better organisation, batter unity of purpose and that dominating zeal for the Islam which never allowed disunion to creep into the serried ranks.

The history of ancient and modern India is a narrative of fifty centuries or more of the growth, progress and culture and decline and of the rejuvenescence of a gifted Aryan race whose ancient sages have handed down elaborate literary works which have powerfully influenced human civiliza-tion – a rich heritage preserved through long ages by a feat of memory which may be considered a marvel in these days! "It divides itself" says R. C. Dutt "into several distinct epochs, each of which, for length of years will compare with the

entire history of many a modern people." To compress such a long history into the narrow compass of a volume like this requires a very careful selection of salient incidents and as brief a narration of them as the scale of the book could allow. And yet Mr. Akkad has been brief without being obscure. In this history the readers will find a much fuller account of ancient India than in other treatises; and this was done with the purpose of removing the reproach on our students that they have a full knowledge of the fratricidal wars of the sons of Shah Jahan but are blissfully ignorant of the mighty contest between the Pandavas and Kauravas which forms the subject matter of the greatest epic of the world - the *Mahabharata*: they know who wrote Ain-e-Akbari, but cannot tell who composed the immortal *Ramayana.*

The reader will also find a much fuller and up-to-date treatment of the system of Government which the British Rulers of India have built up. In passing, it may not be out of place to observe that England has a more glorious mission to fulfil in India than Rome had to fulfil in Europe. Political controversy is not my province here, but every fair-minded citizen of India will allow that *Modern India* is the outcome of British Rule in India. "To have found a great people" says

Macaulay, "sunk in ignorance and superstition, to have so ruled them as to have made them *desirous* and *capable* of all the privileges of British citizens would indeed be a title to glory all our own". No one can deny that political unification of India is well-nigh complete. and that great unifying force is the English language, English culture, English political philosophy. I grant that this system of Government is not perfect, but no human institution can be perfect. All that we have a right to expect is a *progressive* Government, to see whether the people under it are not more advanced than they were fifty years ago. It may be progressing slowly, very very slowly, but (to borrow the words of Galileo) "it does move".

23rd March, 1926.

MANCHERSHA P. KAIKOBAD.

# પ્રસ્તાવના

જે પૂણ્યભૂમિનાં અન્નપાણી અને હવાથી આપણો પિંડ પોષાઇ રહ્યો છે, જે ભૂમિનાં અગાધ ધર્મચિન્તનોથી અને સંસ્કૃતિથી આપણો આત્મા અનેરા સંસ્કારો પામી અમૃતત્વ પી જગતને પણ પાઇ રહ્યા છે, જે ભૂમિના પુણ્યશ્લોક વિશ્વવંદ્ય મહાત્માઓનાં સાધુચરિતોથી આપણું ચારિત્ર્ય ઘડાયું છે ને ઘડાતું જાય છે, જે ભૂમિના વિક્રમશાલી વીરોનાં શૌર્યાંકિત કાર્યોનો ઘેરો ગુંજારવ આપણા અંતરમાં મર્દાઇને વિકસાવી રહ્યા છે, જે ભૂમિના અમર સાહિત્યકારો આપણા હૃદયમાં રસિકતાના ઓઘ વહેવરાવી રહ્યા છે, અને જે ભૂમિની અદ્વિતીય વીરાંગનાઓએ પ્રેમ, ભક્તિ, અને શ્રદ્ધાના અણમૂલા આદર્શોને અનુસરી, સતીત્વનો ધ્વજ ફરકાવી, સંસારને સુવાસિત અને સ્વર્ગીય બનાવ્યો છે, તે આપણી માતૃભૂમિનો મનમોહક ઇતિહાસ સવિશેષ જાણવા કોણ નહિ ઇચ્છે?

રામાયણ અને મહાભારત જેવા ધર્મગ્રન્થોમાં ગુંથેલો ઇતિહાસ તો આર્યોને ગળથુથીમાં જ અપાય છે અને આપવો આવશ્યક છે. બાળપણમાં ઠસેલા એ રામાયણ અને મહાભારતના સંસ્કારોએ શી શી પ્રેરણાઓ અને શી શી અકથ્ય ઉર્મિઓ નથી જગાવી?

એ બાળસંસ્કારને પ્રભાવે જ રામાયણ અને મહાભારતના કથાપ્રસંગો એકથી અનેક વાર સાંભળતાં કોઇને કદી પણ રસક્ષતિ થઇ હોય એવું તો બનેજ કેમ, પણ તેથી વિરૂદ્ધ તેવે દરેક પ્રસંગે તે સાંભળતાં કંઇક નવતર ભાવો જ હૃદયમાં પ્રકટે છે, જીવનમાં કંઇક અનેરા ઉજાસ અર્પે છે. આધુનિક શિક્ષણને પ્રભાવે ઇતિહાસનો એ રસ શુષ્ક થયો, એટલે સુધી કે ઇતિહાસ એટલે પરીક્ષાને અર્થે યાદ કરવા જેવી અણગમતી વાતોનો સંગ્રહ—એમ ગણાવા લાગ્યું. એ વિષય ઉપર એક જાતનો અણગમો જ આવી ગયો. આથી શાળાનું શિક્ષણ પૂર્ણ કર્યા પછી અને શિક્ષણની વૃત્તિ

સ્વીકાર્યાં પછી મારા મનમાં જે એક વાત રચીપચી રહેતી, તે એ હતી કે શાળાની એ છાત્રભાવના દૂર થાય, અને તેમનામાં ઇતિહાસની રસવૃત્તિ જન્મી પોષાય એવા એકાદ રસિક પાઠ્યપુસ્તકને રચવું.

ઇતિહાસરસિક શિક્ષકો પોતાના પદ્ધતિસર વાણી-વિલાસથી પોતાની તદ્‌વિષયક રસિકતા વિદ્યાર્થી વર્ગમાં ઉતારી શકતા હશે; અને વિદ્યાર્થીઓ પણ એ રસને પચાવી પોતાનો કરી શકતા હશે, એમ માનીએ તોપણ વિદ્યાર્થી લાયક ઇતિહાસનું રસિક પાઠ્ય પુસ્તક એમના હાથમાં હોય એ સર્વથા ઇષ્ટ છે, અને એથી વિદ્યાર્થીની રસવૃત્તિ વધારે પોષાય તેમ છે. મારી એ ઇચ્છા હોવા છતાં એ બાબતમાં કેટલાંક કારણે કશો જ પ્રયત્ન નહોતો થઇ શક્યો, મારી એ અવ્યક્ત ભાવનાને હૃદયના એક ખૂણામાં જ હું સંઘરી રહ્યો હતો. એ દબાઇ રહેલી ભાવનાને વ્યક્ત થવાનો એક પ્રસંગ મળ્યો. મુંબઈ યુનિવર્સિટીએ મેટ્રિકની પરીક્ષામાં ઇતિહાસના વિષયના જવાબો માતૃભાષામાં આપવાની છૂટ આપી. આ પ્રસંગે મારી એ ભાવનાને જગાડી, અને એ જાગૃતિનું ફળ તે આ "આપણા દેશનો ઇતિહાસ."

આ ઇતિહાસ લખવામાં કાંઇક ઉતાવળ તો થઇ છે; છતાં મારી આંતર ઇચ્છા પ્રમાણે આ પુસ્તકને રસિક અને વિદ્યાર્થીભોગ્ય બનાવવા મે પૂરતી કાળજી લીધી છે. વિદ્યાર્થીઓને ઇતિહાસના વિષયમાં રસ લેતા કેવી રીતે કરી શકાય એ એકજ મારી આ પુસ્તક લખવાની યોજનાનું લક્ષ્ય છે; અને એ લક્ષ્યને પહોંચી વળવા માટે જેવી રીતે વિષયને હાથ ધરવો જોઇએ અને એને અનુરૂપ જેવી ભાષા ને જેવી શૈલી રાખવી જોઇએ, તેવી રીતે તેમ કરવા મેં બનતો પ્રયત્ન કીધો છે.

પુસ્તકની ભાષા બની શકે તેટલી સરળ અને સહેલી રાખી છે; પરંતુ ભાષાગૌરવના ભોગે એ સરળતા અને સહેલાઇ સાધવાનો મોહ નથી રાખ્યો, એટલે કે વિષયને અનુરૂપ ભાષા વાપરવા પ્રયત્ન કીધો છે.

જોડણીની બાબતમાં પણ યથાશકિત અને યથામતિ શિષ્ટ અને સર્વમાન્ય પદ્ધતિ જ ગ્રાહ્ય ગણી છે; છતાં કોઈક કોઈક જગ્યાએ તેવી ચૂક થયેલી માલૂમ પડે તો સુજ્ઞ તેવી ચૂકો ક્ષમ્ય ગણશે. ઉતાવળને લઈ કેટલેક સ્થળે છાપ ભૂલો પણ રહી ગઇ છે.

આ ઇતિહાસ લખવામાં મેં આજ દિન સુધી લખાયલા ગુજરાતી તેમજ અંગ્રેજી ઇતિહાસની મદદ લીધી છે. આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલએલ. બી., શ્રી દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, અને શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ –એ વિદ્વદ્વર્યોનો લીધેલ મદદ માટે અત્રે ખાસ કરીને ઉપકારવશ હૃદય આભાર માને છે.

"ધર્મ વર્ણન" અને પૂર્વરંગ" માંથી પણ આ પુસ્તક લખવામાં ઘણી ઉપયોગી મદદ લીધી છે; અને એ બધીનો મેં એ વિદ્વદ્વર્યોની અનુમતિથી જરૂરી ઉપયોગ કર્યો છે. એમનો પણ આભાર માનું છું.

આખા પુસ્તકને વિદ્યાર્થીઆલમની સગવડતા ખાતર ત્રણ ખંડમાં, અને દરેક ખંડને યોગ્ય ભાગોમાં વહેંચી નાખેલ છે.

ત્રણ ખંડો નીચે પ્રમાણે છેઃ—

**પ્રથમ ખંડ:**—વેદિક સમયથી માંડી મુગલ સલ્તનતના અંત સુધીનો ઇતિહાસ.

**દ્વિતીય ખંડ:**—મરાઠાઓનો અને અંગ્રેજી કંપનીની શરૂઆતથી માંડી ઈ. સ. ૧૮૫૭ના બળવા સુધીનો ઇતિહાસ.

**તૃતીય ખંડ:**—ઈ. સ. ૧૮૫૮ થી માંડી આજ દિન સુધીનો ઇતિહાસ અને બ્રિટિશ રાજ્યતંત્રનો સંપૂર્ણ અહેવાલ.

દરેક ખંડને પુસ્તકાકારે જુદા જ બહાર પાડવામાં વિદ્યાર્થીઓની અને શાળાની સગવડ ઉપર ધ્યાન રાખ્યું છે.

ગુરૂવર્ય મંચેરશા પાલનજી કૈકોબાદ ખંતથી મારૂં હસ્તલિખિત પુસ્તક સાંગોપાંગ વાંચી ગયા, એટલુંજ નહિ પણ તેમણે અનેક નાનીમોટી

ઉપયોગી સૂચનોઓ કરી અને એ ઉપરાંત પુસ્તકના 'આમુખ' તરીકે બે શબ્દો લખી આપવાની પણ પ્રીતિ બતાવી–તે માટે તો હૃદય તેમનું જેટલું કૃતજ્ઞ રહે તેટલું ઓછુંજ છે.

મારા સહશિક્ષક શ્રી. જેઠાલાલ છ. ચૌધરી બી. એ., એસ. ટી. સી. અને શ્રી. અમૃત કૃષ્ણ મોહિલે બી. એ., એસ. ટી. સી.નો પણ અત્રે ઉપકાર માનું છું. એ ભાઇઓએ પણ ખંત અને ઉત્સાહથી મને મદદ કરી છે. એમના જેવા સહશિક્ષકો મળવા એ સદ્‌ભાગ્ય છે.

અંતમાં, પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી, એમ. એ. એલ એલ. બી.–એઓશ્રીનો આ સ્થળે ખાસ આભાર માનું છું. એમણે આ પુસ્તકની ઉપયોગિતા વધે એવા હિન્દુસ્તાનના નકશાના બ્લોકો મ્હને સહર્ષ વાપરવા આપી પોતાની સહાનુભૂતિ આપવામાં કચાસ નથી રાખી. એ વિદ્વદ્‌વર્યનું પણ હૃદય આભારી છે.

આ પ્રમાણે આ પુસ્તક રચવામાં મને ઘણી મદદ મળી છે અને હજી પણ એવી મદદ મને મળતી જ રહે એવી વિદ્વાનોને મ્હારી નમ્ર અરજ છે. આશા છે કે, આ પુસ્તકની ત્રૂટીઓ તરફ તેવા જન મારૂં લક્ષ ખેંચવા કૃપા કરશે. આપેલી સૂચનાઓ પ્રમાણે ઉપકૃત હૃદયે બીજી આવૃત્તિમાં ઘટતા સુધારા વધારા થશે.

આ પુસ્તકમાં જરૂરી નકશાઓ તો આપ્યા છે. ઉપરાંત બીજાં ચિત્રો પણ મૂકવા ઇચ્છા હતી; પરંતુ હાલ તુરત તો જ્યાંસુધી પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી મંજુર ન થાય ત્યાંસુધી એ ખર્ચાળ વિચારને દાબી જ રાખી પુસ્તક મંજુર થયે તેમ કરવા વિચાર રાખ્યો છે. ઇતિ શમ્

સાર્વજનિક હાઇસ્કુલ હૉસ્ટેલ,<br>તા. ૧–૬–૨૬ } બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ.

# બીજી આવૃત્તિ

સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સુરત—ને હસ્તક ગયે વર્ષે શ્રી ન. ઘે. ઝવેરી જૈન હાઇસ્કૂલ સોંપાઇ, અને તેના પ્રથમ હેડમાસ્તર તરીકે મ્હારી નિમણુક થઇ. આ નવી સંસ્થાને સુવ્યવસ્થિત કરવાના ભાર પ્રયાસમાં ને બીજાં તેવાંજ આવશ્યક કાર્યોમાં મને અવકાશ મળે,—એ દુર્લભ હતું. ઉપરાંત બીજી આવૃત્તિ આટલી જલદીથી બહાર પાડવી પડશે એવો મને ખ્યાલ પણ ન હતો. એટલે આવેલ સૂચનાઓ પર ઘટિત ધ્યાન મારાથી ન અપાયું, તેમજ બીજી આવૃત્તિમાં કરવા ધારેલા સુધારા—વધારા પણ જોઇએ તેટલા ન કરાયા. આવેલ સૂચનાઓ માટે તે તે સુજ્ઞ જનોનો અત્રે આભાર માનું છું.

પ્રુફ તપાસતી વખતે જ ઉતાવળમાં જે કંઇ સુધારા થયા તે કરી મેં પુસ્તકની ઉપયોગિતા ને રસિકતા વધારવાનો કંઇક પ્રયત્ન કીધો છે; અને તેમ કરવામાં મુંબઇની બાબુ પન્નાલાલ જૈન હાઇસ્કૂલના શિક્ષક ને મારા મિત્ર રા. ઢેબરની અમૂલ્ય સૂચનાઓ તે ઉતાવળને પ્રસંગે મને મહા મૂલ્યની થઇ પડીઃ એટલા માટે એ મિત્રવર્યનો અત્રે સહૃદય આભાર માનું છું.

ઉપરાંત, પ્રુફ તપાસવાનું કાર્ય ખુશીથી ઉપાડી લેવા માટે તેમજ બીજી અમૂલ્ય સૂચનાઓ કરવા માટે મહાકવિ શ્રી જયદેવકૃત 'ગીતગોવિન્દ' નો ગુજરાતીમાં સરળ અનુવાદ કરનાર મારા મિત્ર રા. નટવરલાલ જંબુસરીઆ બી. એ.-નો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે.

આશા છે કે પહેલી આવૃત્તિની જેમ શિક્ષક જન આ બીજી આવૃત્તિને પણ વધાવી લઇ પોતાની પૂર્ણ સહાનુભૂતિ અર્પશે.

શાહપોર, સુરત.<br>
તા. ૧૫-૬-૨૮

ગિ. જ. અક્કડ

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો.

### પ્રાચીન હિન્દુસ્તાન, હિન્દુ સામ્રાજ્યો, અને ઈસ્લામી પાદશાહતો

## ભાગ ૨ જો.

## મુગલવંશનો ઇતિહાસ.



## ચિત્રો અને નકશાઓ

# પ્રાચીન હિન્દુસ્તાન, હિન્દુ સામ્રાજ્યો, અને ઈસ્લામી પાદશાહતો

## પ્રકરણ–૧ લું

### હિન્દભૂમિની રચના

હિન્દ આપણી માતૃભૂમિ છે. હજારો વર્ષથી આપણા વડવાઓ અને આપણે હિન્દની રસાળ ભૂમિમાં વસતા આવ્યા છીએ; અને ભવિષ્યમાં પણ આપણી પ્રજા આ જ આપણી માતૃભૂમિમાં વસશે અને આ રસાળભૂમિના રસથી એમનાં શરીર પોષાશે. માતૃભૂમિમાં વસવું અને માતૃભૂમિ માટે જીવવું એ તો એક ઓરજ આનંદ છે. જન્મ આપનારી મા અને વસવાનું ઠામ આપનાર જન્મભૂમિ તો સર્વને સ્વર્ગથી પણ મીઠી અને મોહક લાગે છે. આવી આપણી મીઠી અને મોહક જન્મભૂમિનો ઇતિહાસ તો આપણે જાણવો જ જોઇએ. જે ભૂમિના રસથી આપણાં હાડમાંસ બંધાયાં છે એ આપણી પ્રિય જન્મભૂમિનો ઇતિહાસ પણ આપણને રસીલો જ લાગવો જોઇએ અને લાગશે. કેમ ન લાગે ? જે ભૂમિએ જગત આખાને એક વખતે પોતાના ધનવૈભવથી, પોતાના કળાકૌશલ્યથી, અને પોતાના શૌર્યથી આંજી દીધું હતું–અરે જે ભૂમિમાં ધર્મના અને ઇશ્વરના ઉંડા અને જટિલ કોયડાઓ હજારો વર્ષથી ઉકેલાઈ ચૂકયા છે અને જ્યાં ધર્મનો પ્રવાહ હમેશાં વહેતોજ રહ્યો છે–એવી આપણી મોહક માતૃભૂમિનો ઇતિહાસ જાણવાને તો આપણું મન તલપાપડ

થઈ જવું જોઇએ અને થઈ જશે. દેવોને પણ પ્રિય એવા દેશનો ઇતિહાસ જાણવો હોય તો આપણે પ્રથમ આપણા દેશની કુદરતી રચના જાણવી જોઇએ; અને આ જાણી લેવાથી આપણા દેશની મહત્તા બરાબર ખ્યાલમાં આવશે.

આપણા દેશ ઉપર કુદરતની તો પૂરેપૂરી મહેર છે. ખાવા-પીવા, કે ઓઢવાની કોઈ પણ વાતની ઉણપ આપણને નથી. આ બધું કોના પ્રતાપે ? કુદરતના જ પ્રતાપે. આપણો વેપાર-રોજગાર ચાલ્યા જ કરે અને વધ્યાજ કરે એવાં બહોળાં સાધનો કુદરતે આપણી હિન્દભૂમિને આપ્યાં છે. કોઈ પણ જરૂરી વસ્તુ આપણી ભૂમિમાં ન પાકતી હોય કે ન નીપજતી હોય એવું નથી. જે માગો તે મળી રહે એવી લીલાલહેર આપણને છે. આપણે સુખેથી સ્વતંત્ર અને સમર્થ રહી શકીએ એવી બધી જરૂરી વસ્તુઓ કુદરતે આપણને આપેલીજ છે. આપણી આબો-હવા પણ આપણને સબળ અને આબાદ રાખે તેવી જ છે.

આપણો ફળદ્રૂપ દેશ, હિમાલય જેવા ઉંચામાં ઉંચા પર્વત અને એક મોટા મહાસાગર વચ્ચે આવેલો છે; અને દેશનું રક્ષણ એવું સરસ થયેલું છે કે ઉત્તરમાં જુઓ તો નગાધિરાજ હિમાલય એની ચોકી કરે છે, દક્ષિણ તરફ ડાબી જમણી બન્ને બાજુએ મહાસાગર ઘૂઘવી રહ્યો છે, પૂર્વ તરફ પણ ઉંચા અને લાંબા પહાડોની હારો તથા ગીચ જંગલો આવી રહ્યાં છે. એટલે આટલી બાજુએથી તો એવું સરસ રક્ષણ થયેલું છે કે કોઈ પણ દુશ્મનની સેના આવી શકે તેમ જ નથી. ફક્ત એક વાયવ્ય કોણ તરફ પહાડો બહુ ઉંચા નહિ

હોવાથી સહેજ બાકોરૂં રહી ગયું છે; અને ત્યાંથી જ બહારના લોકો આપણા દેશ ઉપર ધસી આવ્યા હતા.

હિમાલય આપણા દુશ્મનના ધાડાઓને ઉત્તર માર્ગેથી પેસવા દેતો નથી એટલુંજ નહિ પરંતુ એ ઉપરાંત બીજા અનેક લાભો આપણને આપી રહેલ છે. હિમાલય છે તો જ આપણો દેશ આટલો બધો ફળદ્રુપ બનેલો છે. તમે પૂછશો એ શાથી ? જુઓ હિન્દમાં મીઠાં પાણીની નદીઓ વહેવડાવનાર અને એ પ્રદેશને ફળદ્રુપ બનાવનાર હિમાલય જ છે. ગંગાનદીની ખીણ આખી દુનિયામાં સૌથી ફળદ્રુપ ભૂમિ ગણાય છે, એ હિમાલયને જ આધારે. ચોમાસામાં મોસમી પવનોના વાવા સાથે ઘસડાઈ આવતી પાણીથી ભરેલી વાદળીઓને હિન્દની બહાર નહિ જવા દેનાર અને એમનાં પાણી આપણા માટે હિન્દમાંજ ઠાલવી લેનાર પણ હિમાલય જ છે. આ હિમાલય જો ત્યાં ખડે પગે ન ઉભો હોય તો આપણી આ સુખી દશા ન જ હોય. આપણું સુખ કરનાર હિમાલય આપણને શંકર સમાન પૂજ્ય જ હોવો જોઇએ. અને આપણે કહીએ જ છીએ તો, કે શંકર હિમાલયના કૈલાસ નામના શિખરમાં રહે છે, અને ત્યાં શંકરની જટામાંથી ગંગાજી નીકળ્યાં છે. આનો અર્થ આપણે આમ બેસાડી શકીએ કે શમ્=સુખ અને કર=કરનાર એટલે આપણને સુખ કરનાર શંકર હિમાલય જ છે; અને એ હિમાલયની આંટીઘુંટીવાળી પર્વત જટામાંથી પવિત્ર ગંગાજી વહી રહ્યાં છે. અને આથીજ પરમદયાળુ મહાદેવ ઉપર હિન્દુઓને જેટલી શ્રદ્ધા છે તેટલી જ શ્રદ્ધા તેઓને હિમાલય ઉપર છે. જગતનાં સર્વ દુઃખોને સમાવી લે એટલો તે વિશાળ છે, સર્વ ચિન્તાગ્નિને શમાવી દે એટલો એ ઠંડો છે, કુબેર ભંડારીને

પણ આશ્રય આપી શકે એટલો એ ધનાઢ્ય છે અને મોક્ષની સીડી બની શકે એટલો એ ઉંચો છે.

હિન્દભૂમિનો વિસ્તાર પંદર લાખ ચોરસ માઈલનો છે; અને એ તેત્રીસ કરોડ માણસની વસ્તીવાળો વિશાળ દેશ છે. અહીં કડકડતી ટાઢથી માંડી સખત ગરમીવાળા તથા જુદી જુદી જાતના હવાવાળા જુદા જુદા ભાગો છે. ઇતિહાસની દૃષ્ટિએ હિન્દના બે ભાગ પાડી શકાય—એક નર્મદાની ઉત્તરે ઉત્તર હિન્દ અને બીજો એની દક્ષિણે દક્ષિણ હિન્દ.

ઉત્તર હિન્દમાં ગંગા નદીના કાંઠા ઉપર મોટાં મોટા શહેરો વસેલાં છે. પ્રાચીન કાળમાં પણ આ પ્રદેશમાં ઘણાં આબાદ અને બળવાન રાજ્યો હતાં. આજે પણ આ પ્રદેશ રસાળ અને બહુ ગીચ વસ્તીવાળો ગણાય છે. દક્ષિણ હિન્દનો આકાર ત્રિકોણ જેવો છે. આ પ્રદેશમાં પહાડો વધારે છે. આ મુલક પણ રસાળ છે. અહીં પણ ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, વગેરે મોટી નદીઓ આવેલી છે. પણ હવા અને વસ્તીની બાબતમાં આ પ્રદેશ ઉત્તર હિન્દ કરતાં જુદી જાતનો છે. આ મુલકના લોકો ચામડીના રંગમાં, રીતભાતમાં, અને બોલીમાં ઉત્તર હિન્દના લોકોથી જુદા પડે છે.

આપણા દેશમાં શું શું નીપજે છે એની જો યાદી કરવા બેસીએ તો તો બહુ લાંબુ થઈ જાય. પણ જુઓ, આપણે ત્યાં દરેક પ્રકારનાં ધાન્યો તથા તેલી વસ્તુઓ અને કપાસ પુષ્કળ પાકે છે. એ ઉપરાંત બ્રહ્મદેશમાં ગ્યાસતેલ જોઇએ તેટલું મળી આવે છે. બંગાળા અને મધ્યપ્રાંતમાં કોલસાની ખાણો પણ છે. વળી લોખંડ, ત્રાંબું, સીસું, સોનું, રૂપું, વગેરે પણ પુષ્કળ નીકળે છે. અગાઉ હિન્દમાં જવાહિરની તથા હિરાની પેદાશ પણ હતી, જો કે હવે તે ઓછી થઈ ગઈ છે.

# પ્રકરણ–૨ જું

# પ્રાચીન આર્યાવર્ત

## ૧

## આર્યોનું હિન્દમાં આવવું

ઇતિહાસ જાણનારા વિદ્વાનોનું એવું માનવું છે કે ઈ. સ. પૂ. ઓછામાં ઓછા ૨૦૦૦ વર્ષ પર એશિયાના મધ્ય ભાગમાં વસનારી કે પછી ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસનારી એક સુધરેલી જાતી ધીમે ધીમે હિન્દુસ્તાનમાં દાખલ થઈ. પ્રથમ તો થોડો સમય એ જાતી પંજાબમાં આવેલી નદીઓના પ્રદેશમાં આવીને વસી. પણ ત્યાંથી ધીમે ધીમે એ જાતી આગળ અને આગળ બીજા ભાગોમાં પણ ફેલાતી ગઈ. આ નવી આવેલી સુધરેલી જાતીને જ આપણે આર્યપ્રજાના નામે ઓળખીએ છીએ. આ આર્યપ્રજા પાછળથી હિન્દુ કહેવાઈ એનું કારણ એવું છે કે અગાઉ ઇરાનીઓ સિન્ધુ નદીને હેન્દુ કહેતા અને આર્યપ્રજા પ્રથમ સિન્ધુના પ્રદેશમાં રહેલી એટલે એ પ્રજાને પણ ઇરાનીઓ હેન્દુની પ્રજા તરીકે ઓળખતા અને આથીજ આગળ જતાં એ આર્યપ્રજા હિન્દુના નામથી ઓળખાઈ; અને એમનાથી વસેલો દેશ હિન્દુસ્તાન કહેવાયો. આ આર્યપ્રજા બહારથી હિન્દમાં આવી તે અગાઉ આ દેશમાં કોલ, દ્રાવિડ, અને મોંગોલિયન જેવી જુદી જુદી અનાર્ય પ્રજાઓ રહેતી હતી. શરૂઆતમાં આ નવી આવેલી આર્યપ્રજા અને જુની અનાર્યપ્રજા વચ્ચે બહુ બહુ ઝગડાઓ થયા કરતા હતા. આખરે આર્યપ્રજાએ અનાર્યોને

હરાવ્યા અને તેમને અહીંતહીં નાસતા કરી મૂકયા; અને પોતાનો વસવાટ સ્થિર કર્યો. આ આર્ય લોકો ઈ. સ. પૂ. ૧૦ મા સૈકાને આશરે લગભગ આખા હિન્દુસ્તાનમાં ફરી વળ્યા હતા. છતાં એમણે લાંબા કાળ સુધી હિમાલય અને વિન્ધ્ય પર્વતની વચ્ચેના પ્રદેશમાં પોતાનું રહેઠાણ રાખ્યું હતું; અને એટલાજ કારણે એ આખો પ્રદેશ એમના નામ ઉપરથી આર્યાવર્ત કહેવાયો. સરસ્વતી અને દૃશદ્વતી નદી વચ્ચેના બ્રહ્માવર્ત નામના પ્રદેશમાં આર્ય લોકો બહુજ શાન્તિમાં વસ્યા હતા અને એ પ્રદેશમાં જ એમને વેદનું દર્શન થયું હતું; આ કારણથી બ્રહ્માવર્તની ભૂમિ પવિત્ર ગણાય છે.

૨

## આર્ય સંસ્કૃતિ

બ્રહ્માવર્તની પવિત્ર ભૂમિમાં આર્યોને વેદનું દર્શન થયું. વેદ એ હિન્દુઓનું પવિત્ર ધર્મપુસ્તક છે. દુનિયામાં એ જુનામાં જુનો ગ્રન્થ ગણાય છે. આપણા આર્ય ઋષિમુનિઓને ધ્યાનમાં ઈશ્વરનું જે જ્ઞાન થયું તે બધું આ વેદમાં વર્ણવેલું છે. અત્યારના આપણા દેશના બધા ધર્મોનું મૂળ આ વેદોજ છે. વેદ ચાર છે. (૧) ઋગ્વેદ—એમાં દેવોની પાર્થનાના મંત્રો છે; (૨) યજુર્વેદ—એમાં યજ્ઞને લગતા દેવોની પ્રાર્થનાના મંત્રો છે; (૩) સામવેદ—એમાં દેવોની પ્રાર્થનાના મંત્રો ગાનમાં ઉતાર્યા છે; (૪) અથર્વવેદ—એમાં શત્રુઓને મારવાના મારણ મંત્રો અને મિત્રોનું કલ્યાણ કરનારા તારણ મંત્રો છે. આ ચારે વેદોમાં સેંકડો વર્ષ થયાં છતાં એક અક્ષરની પણ હેરફેર થઈ શકી

નથી એ ઉપરથી આર્ય લોકોએ કેટલી બધી કાળજીથી વેદોનું રક્ષણ કર્યું હશે એનો ખ્યાલ આવી શકશે.

આ વેદોમાંથી જ બ્રાહ્મણ ગ્રંથો કરીને એક બીજો ભાગ પેદા થયો. બ્રાહ્મણ ગ્રન્થોમાં યજ્ઞ સંબંધી અને ધર્મ સંબંધી લાંબી લાંબી ચર્ચાઓ છે. અને બ્રાહ્મણ ગ્રન્થોમાંથી જ ઉપનિષદો પેદા થઈ. ઉપનિષદોમાં હિન્દુ ધર્મનું અગાધ જ્ઞાન ભરેલું છે. એ ઉંડું જ્ઞાન પામવા માટે તો આપણે કોઈ સમર્થ ગુરૂ પાસે જઈનેજ બેસવું જોઈએ અને તો જ આપણે એ ગ્રન્થોનું રહસ્ય સમજી શકીએ.

ઉપનિષદો પછી સૂત્રગ્રન્થો રચાયા. સૂત્રગ્રન્થો એટલે ઘણી માહીતી ટુંકાં ટુંકાં વાકયોમાં આપી દે એવા ગ્રન્થો. આ સૂત્રગ્રન્થો ઉપર પાછળથી સમર્થ આચાર્યોએ મોટા ટીકાગ્રન્થો અથવા ભાષ્યો રચ્યાં છે. આ બધા વેદ અને બીજા ધર્મજ્ઞાનના ગ્રન્થો ઉપરાંત આપણને જીન્દગીમાં પાળવાના જરૂરી નિયમો સમજાવનારા ધર્મગ્રન્થો અને સ્મૃતિગ્રન્થો પણ રચાયા હતા. આગળ જતાં ઇશ્વર, જગત, અને જીવ સંબંધી ગહન વિચારોથી ગુંથેલાં દર્શનશાસ્ત્રો પણ રચવામાં આવ્યાં. ઈશ્વર સંબંધી જ્ઞાન માટે આ દર્શનશાસ્ત્રો બહુ ઉપયોગી છે. દર્શનો છ છેઃ– સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા, અને ઉત્તરમીમાંસા.

દરેક ધર્મ સાથે ધાર્મિક વાર્તાઓ તો હોયજ. આ ધાર્મિક વાર્તાઓ આપણા પુરાણોમાં છે. પુરાણો ૧૮ છે. રામાયણ અને મહાભારત એ બે ધર્મગ્રન્થો ઈતિહાસમાં ગણાય છે.

## ૩

# આર્યોની સમાજ રચના

આપણી આર્ય પ્રજાએ સમાજ રચનાનાં શાસ્ત્રો રચવામાં ઘણી દીર્ઘ દૃષ્ટિ વાપરી છે. મનુષ્ય મનુષ્ય વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ કે જેથી આપ કલ્યાણ સાથે સર્વ મનુષ્ય માત્રનું કલ્યાણ થાય એ આવા ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે. આપણા પૂર્વજ આર્યોએ પાડેલા સમાજ–ઉન્નતિનાં સાધનો અને નિયમો જોઇને અને તપાસીને આજની સુધરેલી પ્રજાઓ પણ છક થઈ જાય છે.

## ચાર વર્ણો

દરેક જનસમાજ જેમ જેમ જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવતો જાય અને સુધારામાં આગળ પગલાં ભરતો જાય તેમ તેમ એના ધંધાઓની તરેહમાં વધારો થતો જાય. પણ સાધારણ રીતે એ બધા ધંધાના ચાર વર્ગ પાડી હિન્દુ ધર્મના શાસ્ત્રકારોએ સમાજના ચાર વર્ણ બાંધ્યા છેઃ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર.

હવે એ ચાર વર્ણ શી રીતે પડ્યા એ બતાવીએ. વિદ્યા ભણવી અને ભણાવવી, ધર્મ પાળવો અને ઉપદેશવો, એ બ્રાહ્મણનો ધંધો થયો. પણ દુનિયા સીધે–સત્ય અને ધર્મને–માર્ગેજ ચાલતી નથી. જનસમાજમાં અનેક દુષ્ટજનો ચોરી, લૂંટ, વગેરે અધર્મના માર્ગનું સેવન કરે છે. અને એક રાજ્ય

બીજા રાજ્ય ઉપર હલ્લો કરી એક બીજાનું દ્રવ્ય, ભૂમિ, વગેરે પડાવી લેવા યત્ન કરે છે. જનસમાજના આ આંતર અને બહારના દુશ્મનોને નુકસાન કરતા અટકાવવા માટે તથા પ્રજાને સુખ અને કલ્યાણને માર્ગે ચઢાવવા માટે રાજ્યની જરૂર છે. આ યુદ્ધ અને પ્રજા રક્ષણનો ધંધો ક્ષત્રિયોનો છે. પરંતુ આ કાર્ય કંઈ દ્રવ્ય વિના થઈ શકતું નથી. પ્રજાના રક્ષણ માટે, દુશ્મનો સાથે લઢવા માટે, તેમજ આખા જનસમાજના સામાન્ય સુખ માટે, પગલે પગલે દ્રવ્યની જરૂર પડે છે. તે ઉત્પન્ન કરવાનું કામ વૈશ્યોનું છે. વૈશ્યો ખેતી વગેરે ધંધાઓ કરીને તથા પરદેશ સાથે વેપાર ચલાવીને દ્રવ્ય પેદા કરે છે. એ વડે તેઓ જાતે સુખ ભોગવે છે, રાજાને કર આપી રાજ્ય ચલાવવામાં મદદ કરે છે તથા કલ્યાણકારક દાન કરી જન-સમાજના સુખમાં વધારો કરે છે. પણ ખેતી વેપાર વગેરે ધંધામાં કોઈક બુદ્ધિ વાપરે, તો કોઈકે શારીરિક શ્રમ (મજુરી) પણ કરવો જોઈએ. આ શારીરિક શ્રમ કરનાર વર્ગ તે શૂદ્ર.

હાલ આ ચાર વર્ણની ચોર્યાશી—બલ્કે અસંખ્ય—નાતો પડી ગઈ છે. તેનું એક કારણ વૈશ્યોના વિવિધ ધંધાઓનાં જુદાં જુદાં મહાજનો બંધાયાં એ; બીજું કારણ, રાજકીય અંધાધુંધીને લીધે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જે વસ્તી ગઈ તેણે પોતપોતાનાં મૂળ વતન પ્રમાણે જુદાં જુદાં ટોળાં બાંધ્યાં; અને તેમાં વળી સારા ખોટા રિવાજના ભેદથી, પરસ્પરના ઝગડાથી વગેરે અનેક કારણોથી તડ પડતાં ચાલ્યાં! પણ મૂળ હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તો જનસમાજના માત્ર ચાર વર્ણો જ છે. તે પણ એમના ગુણ અને કર્મ પ્રમાણે પડેલા છે.

સમાજની ઉન્નતિ માટે આર્યોએ સમાજનાં આ ચાર અંગો નક્કી કર્યાં છે. એ ચાર અંગોને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કહેવામાં આવ્યાં. દરેક સુધરેલા સમાજમાં આ ચારે અંગોની જરૂર છે. આમાંનું એક પણ અંગ જો કોઈ પણ સમાજમાં કમી હોય તો તે સમાજ તેટલે દરજ્જે પાંગળો બની જાય છે. અને સમાજના એ ચારે જરૂરી અંગોએ પોત પોતાને સોંપેલાં કાર્યો કાંઈ પણ ગફલત વિના બજાવવાં જ જોઈએ અને તો જ સમાજની ચઢતી થાય.

## ચાર આશ્રમ

જનસમાજના હિત માટે જોઈતાં સઘળાં કામો બરાબર થાય તે સારૂ બ્રાહ્મણ શાસ્ત્રકારોએ જેમ ચાર વર્ણની વ્યવસ્થા કરી, તેજ પ્રમાણે મનુષ્ય પોતાના જીવનમાં પોતાનું હિત પૂરેપૂરૂં સાધી શકે તે માટે તેઓએ ચાર આશ્રમો બાંધ્યા (૧) બ્રહ્મચર્યાશ્રમ (૨) ગૃહસ્થાશ્રમ (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. "આશ્રમ" એટલે રહેવાનું ઠેકાણું. ઋષિઓ જેમ વનમાં આશ્રમ બાંધીને રહેતા અને એમાં પવિત્ર જીવન ગાળતા, તેમ સાધારણ મનુષ્ય પણ સંસારમાં રહીને પવિત્ર જીવન ગાળવું હોય તો ગાળી શકે એમ બતાવવા માટે જીવનના આ ચારે ભાગને 'આશ્રમ' કહેવામાં આવે છે.

અત્યન્ત સાદાઈ અને પવિત્રતાથી ગુરૂને ઘેર રહી વિદ્યા ભણવી એ બ્રહ્મચર્યાશ્રમનો ધર્મ છે. આ બ્રહ્મચર્યાશ્રમના ધર્મો ચોવીસ વર્ષની ઉમ્મર થતાં સુધી અવશ્ય પાળવા જોઈએ એમ શાસ્ત્રની આજ્ઞા છે. જેને સમસ્ત જીવન વિદ્યાની જ સેવામાં ગાળવું

હોય તેને તેમ કરવાની છૂટ છે. પણ સાધારણ રીતે આ ઉમ્મર સુધી તો દરેક દ્વિજે વિદ્યા ભણવીજ જોઈએ—એમ શાસ્ત્ર કહે છે. આ આશ્રમમાં ભણવા ઉપરાંત સાદાઇ અને દેહકષ્ટના કેટલાક નિયમો પાળવાના હોય છે—જેથી આગળ જતાં માણસ જ્યારે દુનિયામાં પડે ત્યારે એશઆરામી અને પોચો ન થતાં મહેનતુ અને દૃઢ થાય. વિદ્યા ભણીને ઘેર આવવું, અને ત્યાર પછી પરણવું—ઘર માંડવું. આ બીજા આશ્રમને 'ગૃહસ્થાશ્રમ' કહે છે. ઘર માંડીને રહેનારે કેવી રીતે રહેવું એ આ આશ્રમના નિયમોમાં બતાવેલું હોય છે. સંસાર ઘણો ભોગવ્યો, છોકરાંને ત્યાં છોકરાં થઈ ગયાં, હવે સંસારમાંથી નીકળી વનમાં જવું અને પરમાત્માનું ચિન્તન કરવું—એમ નિશ્ચય કરી, ગૃહસ્થ 'વાનપ્રસ્થ' આશ્રમમાં પ્રવેશ કરે છે. પરમાત્માના સ્વરૂપ સંબંધી ગ્રન્થોનું અધ્યયન કરવામાં મચ્યા રહેવું; ટાઢ તડકા વગેરે સહન કરવાં; વૃત્તિઓને સંસારના વિષયોમાંથી કાઢી પરમાત્મામાં એકાગ્ર કરવી; પોતાના આશ્રમમાંથી તેમને લાયક જે જે પદાર્થો હોય તે અતિથિને આપવા; અને સર્વ પ્રાણીમાત્રમાં અનુકમ્પા રાખવી, એટલે કે એમના સુખે સુખી અને એમના દુઃખે દુઃખી થવું—આ વાનપ્રસ્થાશ્રમના મુખ્ય ધર્મ છે.

વાનપ્રસ્થાશ્રમમાં હજી દુનિયા સાથે કેટલોક સંબંધ રહે છે. જેમકે આશ્રમ બાંધીને રહેવું, પત્ની સાથે આવે તો તેને પણ પરમાત્માનું ચિન્તન કરવામાં સાથે રાખવી, અને અતિથિ આવે તો તેનો સત્કાર કરવો, તથા કેટલાંક વ્રત, હોમ, વગેરે કર્મ કરવાં, ઈત્યાદિ. પણ વાનપ્રસ્થાશ્રમ પછી સંન્યાસાશ્રમ છે, તેમાં સઘળાં કર્મનો અને સઘળા સંબંધનો ત્યાગ કરવામાં

આવે છે. ભિક્ષા માગીને જે મળે તે એક વખત ખાઈ લઈને બ્રહ્મનું ચિન્તન કર્યા કરવું, એક ગામ શહેર કે વનમાં પડી ન રહેતાં ફરતા ફરવું, પોતાના પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ કરવું—આ સંન્યાસાશ્રમના મુખ્ય ધર્મ છે.

વર્ણ વ્યવસ્થા આખા સમાજના કલ્યાણ માટે રચવામાં આવી છે; અને આશ્રમ વ્યવસ્થા એ દરેક માણસનું કલ્યાણ થાય એજ હેતુથી રચવામાં આવેલ છે.

## ૪

## રામાયણ

રામાયણ એ હિન્દુઓનું ધર્મપુસ્તક ગણાય છે. આ રામાયણમાં આર્યલોકોનો ધર્મ, સદાચાર વગેરે બહુ સુંદરતાથી આપેલ છે. રામાયણ એટલે રામચંદ્ર અને એમના વખતનો હિન્દનો ઇતિહાસ. એ રામાયણની કથા આ પ્રમાણે છેઃ—

અયોધ્યા નગરીમાં દશરથ નામે એક મહા પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. એમને ત્રણ રાણીઓ હતી. એ ત્રણ રાણીઓથી દશરથને ચાર પુત્રો થયા હતા. સૌથી મોટા રામચંદ્ર હતા. રામચંદ્ર ઉપર દશરથ રાજાને સૌથી વધારે પ્રેમ હતો. જ્યારે દરશથ રાજા વૃદ્ધ થયા ત્યારે તેમણે ગુરૂના કહેવાથી રામચંદ્રને ગાદી આપવાનો વિચાર કર્યો; પરંતુ એ વિચાર બર આવે તે પહેલાં એક વિઘ્ન આવ્યું. દશરથ રાજાની માનીતી રાણી કૈકેયીએ હઠ કરી કે મારા પુત્ર ભરતને જ ગાદી આપો અને રામને ૧૪ વર્ષ વનમાં મોકલો. રાજા મુંઝાયા પણ એમણે કૈકેયીને અગાઉ

બે વચનો આપ્યાં હતાં એટલે અત્યારે કૈકેયીની મરજી પ્રમાણે વર્ત્યા વિના બીજો રસ્તો ન હતો. આજ્ઞાંકિત રામે પણ પિતાને આપેલ વચન પાળવા આગ્રહ કર્યો અને પોતે સુખેથી વનમાં જશે એવી ખાત્રી આપી. પછી તો રામ પિતાના વચનની ખાતર વનમાં ગયા. એમની સાથે લક્ષ્મણ અને સીતા પણ વનમાં જવા તૈયાર થયાં. રામે એ બન્નેને ન આવવા બહુએ સમજાવ્યાં પણ ફોગટ. સીતા જેવી સતી સ્ત્રીએ અને લક્ષ્મણ જેવા બાંધવે રામ વિના એકલા અયોધ્યામાં રહેવા ચોખ્ખી ના પાડી. આખરે એ ત્રણે વનમાં ગયાં. આ બાજુ રામના ગયા પછી દશરથ પુત્રવિરહથી મૃત્યુ પામ્યા અને ભરતે પણ રાજ્ય સ્વીકારવાની ના પાડી. પછી તો રાણી કૈકેયી બહુએ પસ્તાઈ. રામચંદ્ર વનમાં હતા ત્યારે એમને રાક્ષસો સાથે અવારનવાર યુદ્ધ કરવું પડતું. પછીથી રાવણે છળકપટથી સીતાનું હરણ કર્યું. આથી રામચંદ્ર અને રાવણ વચ્ચે જબરૂં વૈર બંધાયું. રામે દક્ષિણ હિન્દની વાનર જેવી બધી જાતિઓની મદદ મેળવી લંકા ઉપર ચઢાઈ કરી, અને લંકામાં જબરૂં યુદ્ધ મચ્યું. એ લડાઈમાં રાવણ, એનો ભાઈ કુંભકર્ણ, એનો પુત્ર ઈંદ્રજીત વગેરે મરાયા. દુષ્ટ રાવણને મારી લંકાનું રાજ્ય રામે વિભીષણને સોંપ્યું અને સીતાને પાછી મેળવી પોતે ૧૪ વર્ષના અંતે અયોધ્યામાં પાછા ફર્યા. અયોધ્યાની પ્રજાએ અને ભરતે રામ, લક્ષ્મણ, અને સીતાને ઉમળકાથી આવકાર આપ્યો; અને ભરતે રામને એમનું રાજ્ય સોંપી દીધું. પછી રામે ધર્મ પ્રમાણે પ્રજાનું પાલન કરવાનું શરૂ કર્યું. એવામાં એવી લોકવાયકા સાંભળી કે પારકા ઘરમાં રહી આવેલી સીતાનો રામે સ્વીકાર કર્યો એ સારૂં ન કર્યું. આથી પ્રજાને ખુશ રાખવા રામે સીતા જેવી પવિત્ર સતીનો પણ ત્યાગ

કર્યો. પાછળથી રામે અશ્વમેધ યજ્ઞ કરી હિન્દુસ્તાનમાં એકછત્ર રાજ્ય સ્થાપન કર્યું અને રાજ્યમાં સર્વત્ર શાન્તિ ફેલાવી. ત્યારબાદ પુત્રને રાજ્ય સોંપી રામે સ્વર્ગવાસ કર્યો.

રામાયણની કથા આદિ કવિ વાલ્મીકિએ લખેલી છે. વાલ્મીકિએ રામચંદ્રને એક સાચા અને આદર્શ રાજા તરીકે ચીતર્યા છે. અને આજે પણ રામનું નામ અને રામનું રાજ્ય લોકો બહુ આદરથી સંભારે છે.

રામાયણમાં ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સૌ કુટુંબીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ, એ જુદા જુદા દાખલા લઇને બતાવ્યું છે. પિતાના વચન ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો. પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇએ તેથી સીતાજી રામ સાથે વનમાં ગયાં. ભાઈ લક્ષ્મણે વનમાં તેમજ રાવણ સામે યુદ્ધમાં રામની સેવા કરી. બીજા ભાઈ ભરતે મોટા ભાઇના હક્ક વિચારી સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી નાનાભાઈ તરીકે પોતાની ફરજ હતી તે જ બજાવી. રામ અધર્મને ઉત્તેજન આપે છે, એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઈ એ શંકાને પણ અવકાશ રહેવા ન જોઈએ, એટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો; અને સીતાનો ત્યાગ કર્યો; છતાં પતિ તરીકે એમનો એના ઉપર અતિ અચળ પ્રેમ હતો એ અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતાં સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું એટલાથીજ જણાઈ આવ્યું. રામની પિતૃભક્તિ અને રાજધર્મ, એમનાં કર્તવ્યનિષ્ઠા અને એક પત્નીવ્રત હિંદુધર્મના ઇતિહાસમાંથી કદી ભૂલાવાનાં નથી.

રામાયણમાં વર્ણવાયલો રાવણ એ અત્યંત સુધરેલો અને વિદ્વાન બ્રાહ્મણરાજા હતો; પણ તે ધર્મભ્રષ્ટ, લોભી અને અહંકારી હતો. એનામાં આસુરી અથવા ખરાબ ગુણો ઘણા હતા તેથી તે રાક્ષસ કહેવાતો. રાવણના રાજ્યમાં સંપત્તિ અને આબાદી એટલી બધી હતી કે લંકા નગરી સોનાની કહેવાતી.

## ૫

## મહાભારત

જેવું રામાયણ હિન્દુઓનું ધર્મપુસ્તક મનાય છે તેવું જ મહાભારત પણ એક મોટું ધર્મપુસ્તક જ મનાય છે. રામાયણની માફક મહાભારતને પણ આજે લોકો બહુ હોંશપૂર્વક વાંચે છે અને એમાંથી હમેશાં બોધ લે છે. મહાભારતનો ગ્રન્થ દુનિયાના મોટામાં મોટા ગ્રન્થમાંનો એક છે. મહાભારતમાં આવેલી કથા આ પ્રમાણે છે:—

હસ્તિનાપુરના રાજા શાન્તનુને ઘરડે ઘડપણ એક માછીની છોકરીને પરણવાનો મોહ થયો. પણ એ માછીની છોકરીએ પોતાના પુત્રનેજ રાજગાદી મળે એમ હોય તોજ પરણવાની મરજી બતાવી. શાન્તનુ રાજા વિચારમાં પડી મુંઝાવા લાગ્યો. આ વાતની ખબર એના પુત્ર ભીષ્મને પડી. પિતાની ઇચ્છા બર લાવવા ભીષ્મે રાજપદનો ત્યાગ કરવાનું વચન આપ્યું; છતાં જ્યારે એ માછીની પુત્રી મત્સ્યગંધાને ભીષ્મનો વિશ્વાસ ન આવ્યો ત્યારે ભીષ્મે બ્રહ્મચારી રહેવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી; અને એમ કરી પોતાના સર્વ સુખના ભોગે પણ એણે પિતાને સંતોષ

આપ્યો. ભીષ્મનો ત્યાગ કાંઈ જેવો તેવો ન હતો. એણે રાજ્ય ઉપરનો હક્ક છોડયો ! સંસારનું સુખ છોડયું ! આવડો મોટો ત્યાગ કરવાનું વચન આપવું અને એ વચન પ્રમાણે પાળી બતાવવું એ વાત જેવી તેવી ન સમજતા. આજે પણ ભીષ્મની પ્રતિજ્ઞાને લોકો માનથી અને આશ્ચર્યથી સંભારે છે. શાન્તનુ પછીના હસ્તિનાપુરમાં ગાદી ચલાવનારા રાજાએ સારા ન નીવડયા. વિચિત્રવીર્ય નાની ઉમ્મરમાંજ મરણ પામ્યો. ધૃતરાષ્ટ્ર જન્મથીજ અંધ હતો; અને પાંડુ પાંડુરોગથી ગુજરી ગયો. પાછળથી રાજ્ય માટે ધૃતરાષ્ટ્રના અને પાંડુના પુત્રો વચ્ચે ઝગડો શરૂ થયો. કપટી દુર્યોધને એક વખતે જુગટામાં પાંડવોને હરાવ્યા અને પાંચે પાંડવોને અને એમની સ્ત્રી દ્રૌપદીને વનમાં મોકલ્યાં. વનમાં ૧૩ વર્ષ મહા સંકટો વચ્ચે ગાળી પાંડવોએ વનવાસ પૂરો કર્યો. પાછા આવ્યા પછી પાંડવોએ દુર્યોધન પાસે રાજ્યનો હિસ્સો માંગ્યો; પણ દુર્યોધન કોઈ રીતે નજ માન્યો. આખરે પાંડવોએ યાદવોના રાજા શ્રી કૃષ્ણની સલાહથી યુધ્ધ જાહેર કર્યું અને બન્ને વચ્ચે મહાન યુદ્ધ થયું. આ મહાન યુદ્ધમાં હિન્દના લગભગ બધાજ રાજાઓ સામેલ થયા હતા. બન્ને બાજુએ કુલ મળી અઢાર અક્ષૌહિણી સેના ભેગી થઈ હતી. અઢાર દિવસ સુધી ઘોર યુધ્ધ મચ્યું. આખરે પાંડવો જીત્યા અને તેમના વડા ભાઈ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો.

પોતાના પુત્રોનો નાશ અંધ ધૃતરાષ્ટ્ર અને તેની પત્ની ગાંધારી સહી શકયાં નહિ તેથી તેઓ બન્ને જંગલમાં જઈ એક આશ્રમમાં રહ્યાં. પાંડવો પણ આખરે રાજ્યથી કંટાળી હિમાલયની યાત્રાએ ગયા. ત્યાં દ્રૌપદી, સહદેવ, નકુળ, અર્જુન,

ભીમ, એમ એક પછી એક મરણ પામ્યા. પણ યુધિષ્ઠિર એકલા જ સદેહે સ્વર્ગે પહોંચ્યા.

મહાભારતના કાળમાં અધર્મનો સડો ખૂબ જામ્યો હતો. સૌરાષ્ટ્રના યાદવો પણ બહુ ઉન્મત્ત થઈ ગયા હતા અને તેઓ પણ પરસ્પર લડવા લાગ્યા. આખરે ત્યાં પણ સર્વનો નાશ થયો ત્યાર પછી હસ્તિનાપુરની ગાદીએ પરીક્ષિતનું રાજ્ય શરૂ થયું. તક્ષક નામના નાગ રાજાએ એના ઉપર હુમલો કરી એનો નાશ કર્યો હતો. પરીક્ષિત પછી જનમેજય ગાદીએ આવ્યો હતો. એણે નાગ લોકો સાથે વેર વાળવાનું શરૂ કર્યું. આખરે એક બ્રાહ્મણની દરમ્યાનગીરીથી એ કજીયો શમ્યો અને હિન્દમાં શાન્તિ સ્થપાઈ.

મહાભારતના યુદ્ધમાં યાદવોના પતિ શ્રીકૃષ્ણે જબરો ભાગ ભજવ્યો હતો. પહેલેથી છેલ્લે સુધી શ્રીકૃષ્ણે પાંડવોનો પક્ષ લીધો હતો અને જ્યાં જ્યાં પાંડવો ભીડમાં આવતા ત્યાં ત્યાં શ્રીકૃષ્ણ એમની મદદે ધાતા. મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણે જાતે અર્જુન મહારથીનો રથ હાંકયો હતો. યુધ્ધમાં પાંડવોનો વિજય શ્રીકૃષ્ણની મદદથી જ થયો હતો એમ કહીએ તો એમાં ખોટું નથી.

મહાભારત જુદી જ ઢબનો ગ્રંથ છે. એમાં રામાયણ કરતાં કુટુંબ–જાળ વિશેષ છે. અને કુટુંબીઓ સ્વાર્થને માટે કેવો અન્યાય કરે છે, કલહમાં ઉતરે છે, ઈત્યાદિ ઘરસંસારની કાળી બાજુ પૂરેપૂરી બતાવી છે. તેજ સાથે એની ઉજળી બાજુ પણ બતાવવી બાકી રાખી નથી. જુદા જુદા સ્વભાવના ભાઇઓ પણ સંપથી કેવા રહી શકે અને પાસેનાં બીજાં સગાં સંબંધીઓ

સાથે કેવો સ્નેહભર્યો સંબંધ રાખી શકે તે પાંડવોના માંહોમાંહેના અને કૃષ્ણ સાથેના સંબંધમાં બતાવ્યું છે. પણ તે ઉપરાંત આ ગ્રંથની મોટી ખુબી એ છે કે–દરેક મનુષ્યમાં ગુણ અને દોષ કેવા ભળેલા હોય છે, અને તેથી મનુષ્ય સ્વભાવના કેવા જુદા જુદા નમુનાઓ બને છે, એ એમાં બહુ રસિક અને અદ્‌ભુત રીતે બતાવ્યું છે; અને આખી કથામાંથી એ સાર કાઢી આપ્યો છે કે "**यतो धर्मस्ततो जय :॥**" "જ્યાં ધર્મ ત્યાં જ જય." પણ આ મુખ્ય કથા ઉપરાંત મહાભારતમાં બીજી અસંખ્ય વાર્તાઓ પ્રસંગે પ્રસંગે આવે છે. યુધિષ્ઠિર વગેરે પાંડવો દેશવટો ભોગવી વનમાં ફરે છે, ત્યાં એમને અનેક ઋષિઓ અને જ્ઞાનીઓ સાથે મેળાપ થાય છે, એમને મુખેથી તેઓ અનેક રાજાઓનાં અને સ્ત્રી પુરૂષોનાં સુખદુઃખનાં ચરિત્રો સાંભળે છે, અને વિવિધ વિષયો ઉપર ઉપદેશ પામે છે. આ સિવાય મહાભારતમાં બીજે ઘણે પ્રસંગે ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉપદેશો આવ્યા કરે છે. વળી ભીષ્મપિતામહ ઘવાઈને બાણશય્યા ઉપર પડ્યા પડ્યા સૌ શ્રોતાજનોને રાજધર્મ, સ્રીધર્મ, મોક્ષધર્મ વગેરે વિષયો ઉપર બહુ અમૂલ્ય ઉપદેશ આપે છે. મહાભારતમાં ધર્મ સંબંધી એટલું બધું જ્ઞાન ભર્યું છે કે હિન્દુ ધર્મનું બીજું કોઇ પુસ્તક વાંચી ન શકો, પણ ફક્ત મહાભારત વાંચો તો તે બસ થાય. એને વિષે યોગ્ય જ કહેવાયું છે કે "જે આમાં છે તે જ બીજે છે અને જે આમાં નથી તે બીજે કોઈ ઠેકાણે નથી."

**શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા**

શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા એ મહાભારતના મહા ભંડારમાં રહેલું એક અમૂલ્ય રત્ન છે. જગતના ધાર્મિક સાહિત્યમાં એની

બરાબરી કરી શકે એવો એક પણ ગ્રંથ નથી એમ હિંદુઓ અભિમાન રાખે તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

એનો પ્રસંગ આવો છેઃ પાંડવો તરફથી શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે વિષ્ટિ કરવા ગયા, અને કહ્યું કે પાંડવોને થોડાં ગામ આપો તો બસ છે; છતાં દુર્યોધને માન્યું નહિ, અને એક તસુ જમીન પણ આપવાની ના કહી. આખરે યુદ્ધ માંડયા વિના ચાલ્યું નહિ. યુદ્ધમાં પાંડવકૌરવનાં સૈન્ય સામસામાં ગોઠવ્યાં છે. તે વખતે અર્જુનના સ્નેહાળ અને ઉચ્ચ હૃદયને પોતાનાં સગાં વ્હાલાં અને વડીલો સામે શસ્ત્ર ઉપાડતાં આચકો આવે છે, એનો હાથ ધ્રૂજે છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, આખું શરીર પરસેવાથી છવાઈ જાય છે, અને શું કરવું તે સૂઝતું નથી. અર્જુન મુંઝાઇને એના સારથી બનેલા શ્રીકૃષ્ણ ભગવાનને શિષ્ય બનીને પૂછે છે કે મારે શું કરવું? તે વખતે કૃષ્ણ એને ઉપદેશ આપે છે. અર્જુન અને કૃષ્ણનો આ સંવાદ શ્રીમદ્ ભગવદ્ગીતાને નામે ઓળખાય છે.

આ ગ્રંથમાં ઉંડું તત્ત્વજ્ઞાન બહુ ભર્યું છે. પણ તે સાથે સ્હેલાઇથી ગ્રહણ થઇ શકે એવો પણ કેટલોક ઉપદેશ છે. એ ઉપદેશમાંની નીચે બતાવેલી ચાર સાદી વાતો સમજવી કઠણ નહિ પડે.

૧ મનુષ્યની સ્થિતિ પ્રમાણે પ્રભુએ એનાં જે જે કર્તવ્યો ઠરાવ્યાં હોય તે હમેશાં કર્યા કરવાં.

૨ એમાં ફળની ઇચ્છા રાખવી નહિ.

૩ ફળ પ્રભુને સમર્પી દેવાં. અર્થાત્ જે કર્મ કરવાં તે પ્રભુ પ્રીત્યર્થે જ કરવાં.

૪ નિત્ય નિરંતર પ્રભુને જ શરણે રહેવું.

# પ્રકરણ ૩ જું

# ધર્મ પરિત્રાણ અથવા બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ.

## ૧

## એશિઆનો ધર્મસમ્રાટ

મહાભારતના યુદ્ધ પછી કેટલોક સમય વહી ગયો. હિંદુસ્તાનમાં બધે નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં. કેટલાક રાજાઓ તો પાંચ દશ ગામના માલિક જેવા રહ્યા. કેટલાંક રાજ્યોમાં રાજાઓ ન હતા પણ આબરૂદાર કુળના આગેવાનો રાજસભામાં બેસી રાજ્યકારભાર ચલાવતા. એવે સમયે હિંદુ ધર્મ અને તેની માન્યતાઓ પણ એવી થઈ ગઈ હતી કે તેમાં સંસ્કાર કર્યા વગર લોકોને તેમાંથી આશ્વાસન મળે એવું રહ્યું ન હતું. આ સમયે શ્રી ગૌતમ બુદ્ધનો અવતાર થયો.

ગંગાના ઉત્તર પ્રદેશમાં હિમાલયની દક્ષિણ તળેટીએ કપિલવસ્તુ નામે ગામ આવેલું હતું. ત્યાંનો રાજા ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોદન કરીને હતો. કપિલવસ્તુની પાસેના એક ગામના રાજાની બે દિકરીઓને એ પરણ્યો હતો. જેમાંની એકનું નામ મહામાયા અને બીજીનું નામ મહાપ્રજાપતી હતું. બન્નેને લાંબા વખત સુધી કાંઈ સંતાન ન થયું. ૪૫ વર્ષની ઉમ્મરે મોટી બ્હેન મહામાયાને ગર્ભ રહ્યો, અને પ્રસૂતિનો સમય પાસે આવતાં તે પીયેર જવા નીકળ્યાં, ત્યાં રસ્તામાં એક નદી કાંઠે લુમ્બિની નામે વનમાં એમને પુત્ર પ્રસવ થયો. એ પુત્રના જન્મથી માતપિતાની

ઇચ્છા પૂર્ણ થઈ તે માટે એનું નામ 'સિદ્ધાર્થ' પાડ્યું. એમના ગોત્ર (કુળ)નું નામ ગૌતમ હતું, તેથી એ ગૌતમ નામે પણ ઓળખાય છે, અને એ શાક્ય નામની ક્ષત્રિય જાતિમાં શિરોમણિ નીકળ્યા તેથી 'શાક્યસિંહ' પણ કહેવાય છે. જતે દહાડે એ 'બોધ' પામ્યા. અર્થાત્ જાગ્યા–જ્ઞાની થયા તેથી 'બુદ્ધ' એવું વિશેષણ ઉમેરાયું. એમના જન્મ પછી થોડાક જ વખતમાં એમનાં માતા મરણ પામ્યાં, અને સિદ્ધાર્થ એમનાં ઓરમાન માતા–માશી–મહાપ્રજાપતી પાસે ઉછર્યા. મોટા થતાં ગૌતમ બુદ્ધનું યશોધરા નામે એક ક્ષત્રિય રાજકન્યા સાથે લગ્ન થયું. એનાથી એમને રાહુલ નામે એક પુત્ર થયો. ત્યારથી ૨૯ વર્ષની ઉમ્મર થતાં સુધીની એમની હકીકત જાણવામાં નથી. પણ એ યુવાવસ્થામાં એમણે અનેક વૈભવ ભોગવ્યા હશે. પણ ઈંદ્રિયોના સુખમાં લપટાઈ રહે એવો એમનો આત્મા ન હતો. કહેવાય છે કે એક વખતે એ બહાર ફરવા નીકળ્યા હતા. ત્યાં એમણે ઘડપણનાં દુઃખોથી પીડાતો એક વૃદ્ધ માણસ જોયો. બીજે પ્રસંગે એક મહારોગીને રસ્તામાં પડેલો દીઠો. વળી ત્રીજી વખત એક મુડદું જતું જોયું. રાજકુમારને આવા દુઃખી પ્રસંગો જોઈને તીવ્ર વૈરાગ્ય થઈ આવ્યો. પણ શું કરવું તે સૂઝ્યું નહિ. આખરે નિશ્ચય કર્યો કે મારે સંસાર ત્યજી ચાલ્યા જવું, અને આ દુઃખોનું નિવારણ શોધી કાઢવું. તે દિવસે કુમારને ઉંઘ આવી નહિ. રાણી યશોધરા અને કુમાર રાહુલ સુતાં હતાં ત્યાં પાસે ગયા. બાળકને ભેટવાનું મન થયું પણ એમ કરવા જતાં રાણી જાગી ઉઠે અને પોતાને સંસાર છોડવા ન દે તો શું કરવું એવી મુશ્કેલી એમના મનમાં આવી. આખરે અસંખ્ય જીવના કલ્યાણાર્થે રાણી અને કુંવરને સુતા

મૂકી મહેલ છોડી ગૌતમ ચાલ્યા ગયા. જગતના ઇતિહાસનો આ મહાન બનાવ, " મહાભિનિષ્ક્રમણ " નામે જાણીતો છે.

ગૌતમે પોતાના મનોહર કેશ કાપી નાંખ્યા, આભરણ વગેરે પોતાનો રાજકુમારનો પોશાક પણ ત્યજી દીધો, અને સાધુને વેશે આગળ ચાલ્યા. અનેક સારા સારા ગુરૂઓ પાસે તેમણે જ્ઞાન મેળવ્યું, કઠણ તપ કીધાં, ઓગણપચાસ દિવસ સુધી કશું ખાધું નહિ અને ધર્મબોધ મેળવવા માટે મહા પ્રયાસ કર્યો.

છ વર્ષ સુધી સખ્ત તપશ્ચર્યા કરી. તેથી શરીર તો કાષ્ટ જેવું સુકાઈ ગયું અને નબળાઇ વધી. એક દિવસ ચાલતાં ચાલતાં રસ્તામાં બેશુદ્ધ થઇને પડયા ત્યારે એક ભરવાડ કન્યાએ તેઓને દૂધ પાયું અને આશ્રમે પહોંચાડયા. આટલું દેહકષ્ટ સહ્યા છતાં સંસારનાં દુઃખ નિવારણ કરવાનો માર્ગ એમને જરાપણ જડયો નહિ. આખરે શરીરનો નિર્વાહ કરવા જેટલું અન્ન લેવા માંડયું અને એક રાત્રિએ ગયા પાસે વૃક્ષ નીચે ધ્યાનસ્થ થઈ બેઠા. અત્યાર સુધી જે સત્ય શોધી કાઢવા માટે એમણે ફાંફાં માર્યા હતાં તેનો એમના અંતરમાં પ્રકાશ થયો. તેઓ જ્ઞાન પામ્યા, જાગ્યા, બુદ્ધ થયા. આ વખતે એમની ઉમ્મર પાંત્રીસની હતી.

હું જાગ્યો પણ જગતને જગાડું ત્યારે જ ખરો એમ વિચાર કરી તેઓ ઉઠયા, અને કાશી તરફ ગયા. અને જે સત્યો પેલી ધ્યાનની રાત્રિએ એમને જણાયાં હતાં તેનો ઉપદેશ કરવા લાગ્યા, અને ત્યારથી બુદ્ધ ભગવાનના ધર્મનો આરંભ થયો.

બહુ લોકો એમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. એમના શિષ્યની સંખ્યા વધતી ગઈ. યશોધરા અને રાહુલને પણ જગાડયાં. ત્યારબાદ ૪૫ વર્ષ સુધી બુદ્ધ ભગવાને પોતાનો ધર્મ ફેલાવ્યો. અનેક બ્રાહ્મણોને ખરૂં બ્રાહ્મણત્વ શેમાં છે એ બતાવ્યું અને આ બ્રાહ્મણોને તેમજ હજામ, ઝાડુવાળનાર, અને ગણિકા વિગેરે દરેક જાતના મનુષ્યોને પોતાના ધર્મમાં સ્વીકાર્યા. આવા પરોપકારી જીવનનાં ૪૫ વર્ષ ગાળીને ૮૦ વર્ષની ઉમ્મરે બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા. એમના અવસાન વખતે એમણે શિષ્યોને જે ઉપદેશ કર્યો છે તે એમના ગાંભીર્યને અને ઉદારતાને શોભતો જ છે.

"આનંદ! (ગૌતમ બુદ્ધના એક શિષ્યનું નામ હતું.) રોશો નહિ, શોક કરશો નહિ. આનંદ! મેં તમને કહ્યું નથી કે વસ્તુમાત્રનો સ્વભાવ જ છે કે આપણને તે ગમે તેટલી વહાલી હોય તોપણ આખરે તેને છોડીને આપણે જવું જ પડે! આનંદ! જે કાંઈ જન્મ્યું છે તે નાશ પામ્યા વિના કેમ રહે! આનંદ! ધર્મને જ તમારો દીપ કરીને માનો, ધર્મનું શરણ પકડી રહો. તમારી જાત સિવાય બીજા કોઈ ઉપર આ બાબતમાં આધાર રાખશો નહિ. જે આમ વર્તશે તે ઉત્તમ નિર્વાણાવસ્થા પામશે."

## ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ

૧. ભગવાન ગૌતમ બુદ્ધે સંસારમાં જરા (ઘડપણ), વ્યાધિ, અને મરણ જોયાં તે ઉપરથી એમના અત્યંત દયાળુ હૃદયને એક નિશ્ચય થયો કે વસ્તુમાત્ર ક્ષણિક છે, અને દુઃખરૂપ છે. બુધ્ધ ભગવાનને જાતે દુઃખ ભોગવવાનો વખત

આવ્યો ન હતો. બલ્કે સ્ત્રીપુત્ર લક્ષ્મી આદિ સંસારનાં સર્વ સુખો એમને ભરપૂર હતાં. છતાં માત્ર ઉંચી દયાળુ વૃત્તિ થકી જ પોતે આ મહાન સત્ય જોયું હતું.

૨. સંસારનું દુઃખ જોઈ બુદ્ધ ભગવાને એ દુઃખનું નિદાન શોધી કાઢ્યું. બુદ્ધે જોયું કે દુઃખ માત્ર જીવનની તૃષ્ણામાંથી જન્મે છે. હુંપણામાંથી જ જગતનાં દુઃખો ઉત્પન્ન થાય છે. એથી એમણે હુંપણાને ત્યજવાનો બીજો સિદ્ધાંત કર્યો.

૩. તૃષ્ણા અને તૃષ્ણામાંથી ઉપજતાં દુઃખોનો નાશ થાય એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડાયેલાં જરા, મરણ વગેરેનાં દુઃખો શમી જાય. આ દુઃખરહિત સ્થિતિ તે નિર્વાણ. નિર્વાણ એટલે બુઝાઈ જવું; મનુષ્યના હૃદયમાં હુંપણું અને રાગદ્વેષ વિગેરે જે જે વૃત્તિઓ સળગે છે તેનું બુઝાઈ જવું.

૪. આ નિર્વાણ પ્રાપ્ત કરવાનો જે માર્ગ શોધી કાઢ્યો એને આર્ય અષ્ટાંગ માર્ગ કહે છે.

આ માર્ગનાં આઠ અંગો નીચે પ્રમાણેઃ—

૧. સમ્યગ્ દૃષ્ટિ—સારી સમજણ.
૨. સમ્યગ્ સંકલ્પ—સારો સંકલ્પ (ક્રિયા કરવાનો નિશ્ચય).
૩. „ વાક્—સારી વાણી.
૪. „ કર્મ—સારાં કર્મ.
૫. „ આજીવ—સારી આજીવિકા.
૬. „ વ્યાયામ—સારો પ્રયત્ન.
૭. „ સ્મૃતિ—સારી સ્મૃતિ યા વિચાર.
૮. „ સમાધિ—સારી સમાધિ, ચિત્ત એકાગ્ર કરવું.

# ૨

# હિન્દનો મહાવીર

હિન્દુ ધર્મને નવો સંસ્કાર આપનાર એક મહાપુરૂષ ગૌતમ બુદ્ધનો ઈતિહાસ આપણે જોયો. પણ એવો સંસ્કાર કરનાર તેઓ એકલા જ ન હતા. એમના જેટલી જ પ્રસિદ્ધિ પામેલા હિન્દના મહાવીર પણ હતા.

જૈન ધર્મના ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામી ઈ. સ. પૂ. ૫૩૯માં કુંડગ્રામમાં જન્મ્યા હતા. એમના પિતા ક્ષત્રિયકુળના શિરોમણિ સિધ્ધાર્થ નામે હતા. અને માતાનું નામ ત્રિશિલાદેવી હતું. એમ કહેવાય છે કે એ દેવાનન્દા નામની બ્રાહ્મણ સ્ત્રીના ગર્ભમાં હતા ત્યાંથી ત્રિશિલા ક્ષત્રિયાણીના ગર્ભમાં એમને લઈ જવામાં આવ્યા હતા. આથી એમ અનુમાન થાય છે કે એમની પ્રકૃતિ નાનપણથી જ ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ જેવી હશે. જૈનધર્મ-ગ્રંથો કહે છે કે એમના જન્મ વખતે પ્રાણીમાત્ર આનંદમાં આવી ગયાં હતાં. એ જન્મ્યા ત્યારથી પિતાની સર્વ સમૃધ્ધિ વધી તેથી પિતાએ એમનું નામ "વર્ધમાન" પાડયું. પણ જે મનોબળથી એમણે પોતાના આન્તર શત્રુઓ જીત્યા તેના સ્મરણમાં જગત એમને 'મહાવીર' એવા ભવ્ય નામથી ઓળખે છે.

મહાવીરે માતાપિતાને સંતોષવા ખાતર રીતસર ગૃહસ્થા-શ્રમ માંડયો હતો. તેઓ યશોદા નામે એક કુળવાન સ્ત્રીને પરણ્યા હતા. એમને પ્રિયદર્શના નામે એક કન્યા હતી.

માતાપિતા મરી ગયા પછી તુરત ૩૦ વર્ષની ઉમ્મરે એ યતિ થયા અને તપશ્ચર્યા માટે બહાર નીકળી પડયા. એમનો

વૈરાગ્ય તીવ્ર હતો. પોતાનાં પહેરેલાં વસ્ત્રો તથા ભિક્ષાપાત્ર સુદ્ધાં ગરીબોને આપી દઈ તેઓ 'દિગંબર' (વસ્ત્રરહિત) અને 'પાણિપાત્ર' (હાથના ખોબામાંજ ભિક્ષા લેવી તે) થઈ પૃથ્વી ઉપર વિચરતા હતા. બાર વર્ષ સુધી તેઓએ ઘર વિનાના થઈ અદ્દભુત તપશ્ચર્યા કરી. તેરમે વર્ષે એટલે પોતાની ૪૩ વર્ષની ઉમ્મરે એમને 'કેવલ' જ્ઞાન થયું. આ પછી એમણે ૩૦ વર્ષ સુધી ધર્મનો ઉપદેશ કર્યો. ત્રીસ વર્ષ ઉપદેશ કરીને મહાવીર સ્વામીએ ઘણા શિષ્યો કર્યા તથા પોતાનો નવો જૈન ધર્મ સારી રીતે ફેલાવ્યો. જતે દહાડે ૭૨ વર્ષની ઉમ્મરે ઈ. સ. પૂ. ૪૬૭માં મહાવીર સ્વામી અપાપા નગરીમાં નિર્વાણ પામ્યા.

મહાવીર સ્વામીના મુખ્ય અગીઆર શિષ્યો હતા. એમના એક સુધર્મા નામના શિષ્યે અનેક ગ્રન્થો રચી મહાવીર સ્વામીનો ઉપદેશ જાળવી રાખ્યો છે. એક બીજા શિષ્ય ઇન્દ્ર-ભૂતિને ગુરૂ મહાવીર સ્વામી ઉપર અત્યંત પ્રેમ હતો. એમની ગેરહાજરીમાં ગુરૂએ દેહ છોડયો તેથી એમને બહુજ શોક થયો; પણ આખરે એ સમજ્યા કે સઘળું કર્મના નિયમ પ્રમાણે થયા જ કરે છે, માટે શોક કરવો ઘટારત નથી. એમના શિષ્ય મંડળમાં એક ચન્દના નામે સ્રી પણ હતી.

જૈન ધર્મનું મહામંડળ તે 'સંઘ' કહેવાય છે. સંઘના ચાર વિભાગ છેઃ—(૧) સાધુ; (૨) સાધ્વી; (૩) શ્રાવક; (૪) શ્રાવિકા. તેમાંના પહેલા બે સંસાર ત્યજી તપના તીવ્ર નિયમો પાળે છે; અને છેલ્લા બે સંસારમાં રહી મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

## જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ

જૈન ધર્મનાં કેટલાંક સામાન્ય તત્ત્વો નીચે પ્રમાણે તારવી કઢાયઃ—

૧. અહિંસા—એ આ ધર્મનું પરમ તત્ત્વ છે. જૈન ધર્મના સઘળા આચાર વિચારની પાછળ અહિંસા માટે તીવ્ર લાગણી રહેલી છે. મનુષ્યના સઘળા વ્યવહારનું સૂક્ષ્મ અવલોકન કરી એમાં ક્યાં ક્યાં હિંસાનો પ્રસંગ આવે છે તે તપાસ્યું છે, અને ત્યાં હિંસા કેવી રીતે થતી અટકે અગર કેવી રીતે ઓછી થાય એ માટે બારીક કાળજીથી ગોઠવણ કરી છે. જૈન ધર્મનો બીજો મોટો આગ્રહ તપ માટે છે. ઉપવાસ વિગેરેથી શરીર અને ઇન્દ્રિયોને કાબુમાં રાખવી તેને તેઓ આવશ્યક ગણે છે. દેહને અને આંતરવૃત્તિઓને એવો ગાઢ સંબંધ છે કે દેહ અને ઇંદ્રિયોના કાબુ વગર મન જીતાવું અશકય છે એમ તેઓ માને છે. સાધુ થતાં પહેલાં “શિરલુંચન” નો વિધિ છે તે પણ આ તપ માટેની શક્તિ કસવા સારૂ છે.

૩. વૈરાગ્ય ઉપર પણ તેઓ બહુ લક્ષ દે છે અને તે માટે સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્ર, એ ત્રણ રત્ન બહુ ખંતથી પ્રાપ્ત કરવાનો બોધ કરે છે.

૪. તેઓ જગતને અનાદિ માને છે અને કર્મના મહાનિયમથી સઘળું ચાલ્યા કરે છે એમ કહે છે. કર્યાં કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી અને કરીશું એવું પામીશું એ સિધ્ધાંત બહુ જોરથી અને વિગતવાર તેઓ સમજાવે છે.

# પ્રકરણ-૪ થું

## બૌદ્ધ સમયનું હિન્દ—ઈ. સ. પૂર્વે ૬૦૦ થી ઈ. સ. પૂર્વે ૨૩૨

### મગધનું મહારાજ્ય

ગૌતમ બુધ્ધ અને મહાવીરના વખતમાં હિન્દી પ્રજામાં ખુબ શાન્તિ હતી એમ દેખાય છે. તે વખતે મગધ અથવા હાલનું બિહારનું રાજ્ય બળવાન હતું. એ દેશની રાજધાની પાટલીપુત્રમાં બહુ બુદ્ધિશાળી રાજાઓ રાજ્ય કરી ગયા હતા. આર્યાવર્તના પ્રાચીન સમયમાં આ જ મગધ દેશમાં જરાસંધ નામે રાજા થઇ ગયો હતો. ત્યાર પછી ત્યાં ઐતિહાસિક કાળની શરૂઆતમાં શિશુનાગ રાજા રાજ્ય કરતો હતો. એ વંશના પાંચમા રાજા બિંબિસારના વખતમાં બુધ્ધ ભગવાન અને મહાવીર સ્વામી ધર્મોપદેશ કરતા હતા. આ વંશનો છેલ્લો રાજા અજાતશત્રુ ઘણો પરાક્રમી પણ ક્રૂર હતો. આ વંશ પછી ત્યાં નંદરાજાઓનું અતિ પ્રબળ રાજ્ય થયું હતું. એ રાજની સેના અને સંપત્તિની કીર્તિ દૂર દેશાવર સુધી ફેલાઇ હતી. એજ અરસામાં પારસ દેશનો બળવાન રાજા દારા સિંધુ નદી સુધીનો મુલક જીતી ગયો હતો. દર વર્ષે એ જીતેલા પ્રાંત પાસેથી ભારે કર લેતો હતો. પારસનું રાજ્ય ખૂબ પથરાવાથી અને એક હાથે ન સચવાવાથી રાજ્યમાં શિથિલતા આવી ગઇ હતી. તેવામાં ગ્રીસ દેશના મેસીડાનીઆ પ્રાંતનો સિકંદર રાજા રાજતૃષ્ણાથી પ્રેરાઈ પૂર્વ તરફ સૈન્ય લઈ ધસ્યો. એણે

પારસના રાજાને હરાવ્યો અને આગળ વધી સિંધુ દેશ સુધી આવ્યો. તે વખતે પંજાબનો કોઇ પોરસ નામનો રાજા રાજ્ય કરતો હતો તે સિકંદર સામો થયો પણ હાર્યો. સિકંદરે તેને પોતાનો માંડલિક રાજા બનાવ્યો હતો. હિન્દમાં આગળ વધવાની સિકંદરની હિંમત ન ચાલી એથી તે પાછો ફર્યો અને બાબિલોન પાસેના નીનેવી શહેરમાં બત્રીસ વર્ષની ભર ઉમ્મરે એ મહાન વિજેતા મૃત્યુને વશ થયો. ઈ. સ. પૂ. ૩૨૩. હિન્દુસ્તાનમાં એ ૧૯ મહિના રહ્યો હતો, અને પાછા ફરતી વખતે હિન્દમાંથી કેટલાક મહત્ત્વના ગ્રંથો લઇ ગયો હતો એમ કહેવાય છે. સિકંદર પંજાબમાં આવ્યો તેજ અરસામાં નંદકુળના એક દેશનિકાલ થએલા રાજપુત્રે એક તેજસ્વી બ્રાહ્મણની મદદથી નંદવંશનો નાશ કર્યો અને પોતાનો નવો મૌર્યવંશ સ્થાપન કર્યો. આ રાજપુત્ર તે ચંદ્રગુપ્ત.

## ચંદ્રગુપ્ત મૌર્ય–ઈ. સ. પૂર્વે ૩૨૧થી ઈ. સ. પૂ. ૨૯૭

ચંદ્રગુપ્તની માતાનું નામ મુરા હતું તેથી તે અને તેના વંશજો મૌર્ય કહેવાતા. એના વખતમાં સિકંદર બાદશાહનો સેલ્યુકસ નામનો એક સરદાર ઇ. સ. પૂ. ૩૦૫માં મગધ દેશ પર ચઢી આવ્યો. ચંદ્રગુપ્તે તેને હરાવ્યો અને તેની પાસેથી પંજાબ, સિંધ, અફગાનિસ્તાન, અને બલુચિસ્તાન સુધીનો મુલક લઈ લીધો. એ સેલ્યુકસે પોતાની કુંવરી ચંદ્રગુપ્તને આપી હતી અને મેગેસ્થિનીસ નામના એલચીને મગધની રાજધાનીમાં મોકલ્યો હતો. ચંદ્રગુપ્તનો વૈભવ અસાધારણ હશે એમ લાગે છે. તેનો રાજમહેલ એટલો બધો સુંદર હતો કે પરદેશના લોકો એમજ માનતા કે મનુષ્યના હાથની

એ કારિગીરી નથી પણ દેવોએ જ તે બાંધી આપ્યો હશે. ચંદ્રગુપ્તના દરબારગૃહમાંના થાંભલા સોનાની વેલોથી શણગારેલા હતા અને તેના ઉપર સોનાનાં પક્ષીઓ બેસાડેલાં હતાં. દરબાર ભરાય ત્યારે સશસ્ત્ર શૂર યવની સ્ત્રીઓ અંગરક્ષક તરીકે તેની આસપાસ ઉભી રહેતી. તે નગરમાં ફરવા નીકળતો ત્યારે સોનાની પાલખીમાં બેસતો.

એની રાજધાનીની વ્યવસ્થા પણ ઘણી સારી હતી. આખા રાજ્યના વિભાગ પાડેલા હતા અને તે ઉપર ચંદ્રગુપ્તના અમલદારો રાજ્ય ચલાવતા હતા. રાજ્યમાં ઘણી જગ્યાએ કિલ્લા બંધાવી દીધા હતા.

ચંદ્રગુપ્તનું રાજ્ય હિંદુકુશ, હિમાલય, અને વિંધ્ય પર્વત સુધી ફેલાયેલું હતું. આપણા ગુજરાત ઉપર પણ તેનો અમલ ચાલતો. આવડા મોટા રાજ્યના રક્ષણ માટે એની પાસે છ લાખ પાયદળ, ત્રીસ હજાર હયદળ, અને નવ હજાર ગજદળ હતું.

ચંદ્રગુપ્ત પછી તેનો દીકરો બિંદુસાર ગાદીએ આવ્યો. તે પણ તેના બાપ જેવો પરાક્રમી હતો. બિંદુસાર પછી તેનો પુત્ર અશોકવર્ધન ગાદીએ આવ્યો.

## અશોકવર્ધન—ઈ. સ. પૂ. ૨૭૨થી ઈ. સ. પૂ. ૨૩૨

ગાદીએ આવ્યા પછી અશોકે કેટલાંક વર્ષો રાજ્યની વ્યવસ્થા કરવામાં ગાળ્યાં. અશોક જેવા પરાક્રમી રાજાને કલિંગ દેશની સ્વતંત્રતા ખુંચતી હતી. તેથી તેણે કલિંગ દેશ પર ચઢાઇ કરી. એ લડાઈમાં લાખો માણસો માર્યાં ગયાં. આખરે અશોક

જીત્યો પણ પોતાના વિજય કરતાં પ્રજાનો થએલો સત્યાનાશ જોઇને અશોકનું હૃદય બહુ બળ્યું. તેજ દીવસથી અશોકે યુદ્ધને નમસ્કાર કર્યા, મૃગયા ખેલવાનું પણ બંધ કર્યું, અને ખરા બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરી ગૃહસ્થાશ્રમી બૌદ્ધ તરીકે રહેવા લાગ્યો. પોતે માંસાહાર ત્યજી દીધો એટલુંજ નહિ પણ પોતાના રાજમહેલમાં થતી હિંસા પણ બીલકુલ બંધ કરી.

અશોકે બૌધ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે દેશ વિદેશ ધર્મોપદેશકો મોકલી દીધા, અને સર્વત્ર ધર્મનું રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નો આદર્યા. દંતકથા કહે છે કે આખરે વિરક્ત થઈ રાજપાટ છોડી દઈ અશોક વનમાં ચાલ્યો ગયો હતો.

અશોકની એક રાણી ચારૂવાકી નામની હતી તે ઘણી ધર્મિષ્ઠ અને દાતાર હતી,

અશોકે ઠેર ઠેર શિલાલેખો સ્થાપ્યા અને પ્રજાએ કેવી રીતે નીતિ પાળવી તે માટે ૧૪ નિયમો કરી તેમાં કોતરાવ્યા. અશોકનો એક શિલાલેખ આપણા ગુજરાતમાં ગિરનારની તળેટીમાં છે.

કલિંગના શિલાલેખમાં પશ્ચાત્તાપની વાણીમાં અશોક કહે છે:—"ગાદીએ બેઠા પછી આઠમે વર્ષે પ્રિયદર્શીએ કલિંગ દેશ જીત્યો. તે પ્રસંગે દોઢ લાખ બંદી થયા, એક લાખ કતલ થયા, એ ઉપરાંત બીજા પાર વિનાના લોક મરી ગયા. એ બધાનાં સગાં વ્હાલાં તો હશે જ. તેમને કેટલું દુ:ખ થયું હશે એનો વિચાર કરતાં પણ પ્રિયદર્શીને દુ:ખ થાય છે. જીતનો અર્થ જ એ છે કે લાખો અને કરોડો લોકોનો સંહાર. આજે તે વખતના

હત્યાકાંડનો સોમો કે હજારમો ભાગ પણ ફરી થાય તો પણ પ્રિયદર્શીને ભારે દુઃખ થાય. પ્રિયદર્શી હવે માને છે કે ઐહિક જીત કરતાં ધર્મની જીત શ્રેષ્ઠ છે.”

અશોકના રાજ્યનો વિસ્તાર બહુ મોટો હતો. ઉત્તરમાં નેપાળ અને કાશ્મીરથી માંડી દક્ષિણમાં પલાર નદી જે તામીલ રાજ્યની ઉત્તર સીમા હતી ત્યાં સુધી, અને પૂર્વ તરફ બંગાળાથી માંડી પશ્ચિમ તરફ હિંદુકુશ, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન સુધી એના રાજ્યની હદ હતી.

અશોક રાજા ઘણો ઉદ્યોગી હતો. દિનરાત ગમે ત્યારે લોકો રાજા પાસે અરજી લાવી શકતા. અશોક લખે છે કે હું જમતો હોઉં કે અંતઃપુરમાં હોઉં, પથારીમાં હોઉં, વાહનમાં બેસી જતો હોઉં કે બગીચામાં ફરતો હોઉં—ગમે તે દશામાં દૂતોએ મને પ્રજા સંબંધી કામકાજ વિષે વાકેફ કરવો જોઇએ. અને જો હું મ્હોડેથી હુકમ દઉં અને તે વિષે કાંઈ ગોટાળો થાય તો તરતજ મને તે બાબતની ખબર પડવી જોઇએ. મારે પ્રજાહિતમાં જ હમેશાં રોકાવું જોઇએ અને પ્રજાનાં કામમાં ઢીલ ન જ થવી જોઇએ. પ્રજાનું હિત અદા કરવાનું મારૂં ઋણ છે. લોકો પાપ રૂપી સંકટમાં ન પડે એની મારે કાળજી રાખવી જોઇએ.

દુનિયાનો ગમે તે દેશ અશોક જેવા રાજાને માટે મગરૂર થાય. અશોકનો વૈભવ એવો હતો કે દુનિયાના ગમે તે બાદશાહને તેની અદેખાઈ આવે. રાજ્ય ચલાવવાની કુશળતામાં તે ગમે તેવા મુત્સદ્દીનો હરીફ થઈ શકે એવો હતો, છતાં અશોકની કીર્તિ એક ધર્મનિષ્ઠ અને દયાવાન મનુષ્યપ્રેમી મહાન્ વ્યક્તિ તરીકે જ છે.

# પ્રકરણ–૫ મું.

## ચક્રવર્તી અશોક પછીના સમયનું હિન્દ

## ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ઈ. સ. ૬૪૭

### ૧

### શુંગ વંશ અને આંધ્રવંશ

પ્રિયદર્શી મહાન સમ્રાટ્ અશોક પછીના મૌર્ય વંશના રાજાઓ નિર્બળ નીવડયા. મૌર્ય વંશનો છેલ્લો રાજા બૃહદ્રથ પ્રજાપાલન કરવા અસમર્થ નીવડ્યો એટલે તેના સેનાપતિ પુષ્પમિત્ર શુંગે તેને ગાદી પરથી ઉઠાડી મૂકી તેનું રાજ્ય લઇ લીધું.

પુષ્પમિત્રને ઘણા શત્રુઓ સાથે લડવું પડયું હતું. કલિંગ દેશનો રાજા ખારવેલ બળવાન આંધ્ર લોકોની મદદથી એના ઉપર ચઢી આવ્યો; પરંતુ તેના અકાળ મરણથી પુષ્પમિત્રને એના તરફથી ખમવું ન પડયું, પણ પંજાબ ઉપર રાજ્ય કરતા યવનરાજા મિલિંદે (મિનેન્ડર) તેના રાજ્ય ઉપર ધસારો કરી પુષ્પમિત્રને ચમકાવ્યો હતો. તેની સામે પુષ્પમિત્રે પોતાના યુવરાજ અગ્નિમિત્રને મોકલી એ યવનરાજાનો પરાભવ કરી હરાવ્યો હતો. એ યુવરાજ અગ્નિમિત્રે વિદર્ભ દેશના રાજાને પણ હરાવ્યો હતો. આ પ્રમાણે પોતાની સત્તા વધેલી જોઈ પુષ્પમિત્રે એક અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞથી પુષ્પમિત્રની કીર્તિ દિગન્તમાં ફેલાઈ, અને પોતે ચક્રવર્તી બન્યો, છતાં આખર સુધી એ સેનાપતિ નામે જ ઓળખાતો.

શુંગ વંશના રાજાઓ સૂર્યના ઉપાશક હશે એમ લાગે છે. કેમકે દરેકના નામને અંતે મિત્ર (સૂર્ય) શબ્દ આવે છે.

ઈ. સ. પૂર્વે ૧૧૭ને સુમારે શુંગ રાજ્યને કણ્વોએ જીતી લીધું. કણ્વ વંશના રાજાઓએ ૪૫ વર્ષ સુધી રાજ્ય કર્યું. તેમનું રાજ્ય બહુ જ નાનું હશે એમ લાગે છે. પછી ઈ. સ. પૂર્વે ૭૩ને સુમારે દક્ષિણના આંધ્રરાજા શતકર્ણીએ તે રાજ્ય જીતી લીધું. આ વંશની બહુ વિગત મળતી નથી; છતાં એ રાજ્યનો વિસ્તાર બહુ જ મોટો હતો. આંધ્ર રાજ્યમાં મોટાં મોટાં ૩૦ શહેરો હતાં. આંધ્ર વંશમાં હાલ નામનો એક પ્રતાપી રાજા થઈ ગયો. એ પોતે વિદ્વાન ને રસિક હતો તથા વિદ્વાનોને આશ્રય આપતો. આંધ્રવંશમાં વિલિવાયકર નામનો બીજો પણ મહા પરાક્રમી રાજા થઈ ગયો. તેણે પશ્ચિમ તરફથી આવેલા પહ્લવ રાજા નહપાણનો પરાજય કર્યો હતો. પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી આંધ્ર રાજાઓની આણ વર્તતી હતી. એ રાજાઓ સનાતન ધર્મી હતા અને સ્માર્ત ધર્મનો બરાબર અમલ કરતા. આંધ્ર વંશ પછી ઇ. સ. ૩૨૦માં ગુપ્ત રાજ્ય સ્થપાયું ત્યાંસુધીમાં હિંદની સરહદ પરના યવનોનું જે આક્રમણ ચાલુ હતું તે વિષે થોડું જાણવાની જરૂર છે.

## ૨

## સરહદ ઉપરના યવનો અને કુશાન

સિકંદરના મરણ પછી એના રાજ્યના ભાગલા પડી ગયા હતા. એની સાથે આવેલા જે લોકો હિંદુસ્તાનની ઉત્તર સરહદમાં વસ્યા હતા તે બૅક્ટ્રિયનને નામે ઓળખાતા હતા; અને કૅસ્પિયન સમુદ્રની દક્ષિણ તરફ વસેલા સિકંદર સાથે આવેલા યવનો પહ્લવ નામે ઓળખાતા હતા.

પહ્લવ લોકોનું રાજ્ય પ્રથમ ગુજરાતમાં થયું હતું. ધીમે ધીમે તેઓ મહારાષ્ટ્ર તરફ ધસ્યા હતા અને છેક દક્ષિણ સુધી તેમનો પગપેસારો થયો હતો. દક્ષિણમાં પહ્લવોને ત્યાંના પાંડ્ય, ચોલ, અને કેરલ રાજ્યો સાથે યુદ્ધો થયાં હતાં.

મૌર્ય વંશનો અસ્ત થયા પછી બૅક્ટ્રિયન લોકો જોરમાં આવ્યા હતા. એમનું રાજ્ય લગભગ અયોધ્યા સુધી વિસ્તર્યું હતું, પણ પુષ્પમિત્રે તેમને હઠાવ્યા હતા.

બૅક્ટ્રિયન લોકો પછી પાર્થિયન લોકો હિંદુસ્તાન તરફ આવવા લાગ્યા હતા. પાર્થિયન લોકોના વંશજોએ સૌરાષ્ટ્રમાં સત્રપ નામ ધારણ કરી રાજ્ય કર્યું જણાય છે. પાર્થિયન લોકો પછી કુશાન લોકો હિંદુસ્તાન તરફ ધસી આવ્યા. કુશાન લોકો ચીન દેશના હતા. આ કુશાન લોકોએ કાબુલની આસપાસ પોતાની સત્તા જમાવી હતી. આ કુશાન લોકોનો પ્રથમ રાજા કેડફ્યુશિયસ નામનો હતો. તેણે ઈરાનથી સિન્ધુ નદી સુધીનો મુલક સર કર્યો હતો. એનો પુત્ર કનિષ્ક એક મહા પ્રતાપી અને સંસ્કારી રાજા થઇ ગયો. એના વખતમાં કુશાનોનું રાજ્ય હિંદુસ્તાનમાં મધ્યદેશ સુધી, ઉત્તરમાં મધ્ય એશીઆ સુધી, અને વાયવ્યમાં કાસ્પિયન સમુદ્રના કાંઠા સુધી વિસ્તાર પામ્યું હતું. એણે ચીન દેશ ઉપર પણ સ્વારી કરી ત્યાંના રાજાના બે પુત્રોને કેદ કરી આણ્યા હતા.

એ કનિષ્ક બૌદ્ધધર્મી હતો અને તે ધર્મને સુવ્યવસ્થિત કરવાને અને બળવાન હિંદુધર્મથી એનું રક્ષણ કરવાને એણે એક મોટી ધર્મસભા બોલાવી હતી. તેમાં ભિન્ન ભિન્ન મતના એવા પાંચસો બૌદ્ધ સાધુઓ એકઠા મળ્યા હતા. એ સભાએ તમામ બૌદ્ધધર્મનું નિરીક્ષણ કરી તેના ઉપર મ્હોટાં ભાષ્યો રચ્યાં; અને

બૌદ્ધધર્મને નવું જ રૂપ આપી દીધું. આ બૌદ્ધધર્મના સંસ્કરણને "મહાયાન" એવું નામ મળ્યું. તેનાથી જુદું પાડવા અસલ બૌદ્ધધર્મને "હીનયાન" એ નામ મળ્યું.

કનિષ્કે પામિર જેવા ઉચ્ચ પ્રદેશમાં પણ પોતાની સેનાને દોરી હતી અને એ પ્રમાણે કરી પોતે એક કુશળ સેનાપતિ હતો એની સાબીતી આપી છે. ચક્રવર્તી અશોક તથા હવે પછી આવનાર સમુદ્રગુપ્ત અને હર્ષવર્ધન જેવા સમ્રાટો સાથે વીરતામાં અને સંસ્કારિતામાં કનિષ્કની પણ ગણના થાય છે.

કનિષ્કે પોતાની રાજધાની પિશાચપુર અથવા પેશાવરમાં રાખેલી હતી.

## ૩

## દિગ્વિજયી સમુદ્રગુપ્ત

## ઈ. સ. ૩૩૦ થી ૩૭૫

યવનો અને કુશાનોનાં આક્રમણોથી અકળાયલી હિન્દની પ્રજાને અને હિન્દુ ધર્મને ગુપ્તવંશ તારણહાર જેવો લાગ્યો. ગુપ્તવંશના પ્રથમ રાજા ચંદ્રગુપ્તે મૌર્યવંશના ચંદ્રગુપ્તની પેઠે ઈ. સ. ૩૦૮માં પાટલીપુત્ર કબજે કરી બીજા આર્ય રાજાઓને એકત્ર કરવાની પ્રવૃત્તિ આદરી. કેટલાક રાજાઓને રાજીથી અને કેટલાકને યુદ્ધમાં જીતીને પણ એણે તાબે કર્યા. આમ બાર વર્ષની અંદર એણે આખો મગધ, અયોધ્યા, અને ગંગાયમુનાનો પ્રદેશ પોતાના છત્ર નીચે આણ્યો. ઈ. સ. ૩૨૦ માં આ ચંદ્રગુપ્તે પોતાનો ગુપ્ત શક ચલાવ્યો અને પોતાના અને પોતાની પટ્ટરાણી કુમારદેવીના નામના સિક્કા પડાવ્યા. એના વખતમાં રાજ્ય બહુજ વ્યવસ્થિત હતું.

એના પછી એનો પ્રતાપી પુત્ર સમુદ્રગુપ્ત સમ્રાટ્ થયો. એ પ્રાણવાન રાજા સંગીતપ્રિય અને સાહિત્યપ્રિય હતો. એ સર્વ ધર્મોને આશ્રય આપતો હતો. એણે પાટલીપુત્રથી પોતાની રાજગાદી અયોધ્યામાં ખસેડી હતી. એ શૂરવીર રાજાએ જીવ્યો ત્યાંસુધી એક ચક્રે રાજ્ય કર્યું હતું. એણે આખા ભરતખંડમાં ફરીને દિગ્વિજય કર્યો હતો. એ દિગ્વિજયના સ્મરણમાં એણે એક વિજયસ્તંભ જે હાલમાં અલ્લાહાબાદના કિલ્લામાં ઉભો છે તે બંધાવ્યો હતો. તેના ઉપર વિજયના વર્ણનનો એક લેખ પણ કોતરેલો છે.

પ્રાચીન પરંપરાને અનુસરી એણે એક અશ્વમેધ યજ્ઞ પણ કર્યો હતો. એણે ઉત્તરહિન્દમાં બધા ય રાજાઓને નમાવી ઘણાકનાં રાજ્યો ખાલસા કર્યાં હતાં, અને દક્ષિણનાં રાજ્યો પાસેથી ફક્ત ખંડણી જ ઉઘરાવી સંતોષ માન્યો હતો. એના દરબારમાં ઠેઠ લંકામાંથી પણ ત્યાંના રાજાએ કીમતી બક્ષીસો સાથે પોતાના એલચીને મોકલ્યો હતો.

એના રાજ્યનો વિસ્તાર હિમાલયની નર્મદા સુધીનો અને બ્રહ્મપુત્રાથી સિન્ધુ સુધીનો ગણી શકાય.

સમુદ્રગુપ્ત પછી એનો પુત્ર ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો. આને કેટલાક વિક્રમાદિત્ય પણ માને છે. એણે માળવા, ગુજરાત, અને સૌરાષ્ટ્ર ઉપર રાજ્ય કરતા શક રાજાઓને હરાવ્યા હતા અને ક્ષત્રપ વંશનો નાશ કરી ઉજ્જયિની નગરી લીધી હતી.

ફાહિયાન નામના પ્રખ્યાત ચીની પ્રવાસીના લખાણ ઉપરથી જણાય છે કે ચંદ્રગુપ્તના સમયમાં દેશની સ્થિતિ આબાદ હતી.

દિલ્હીના કુતુબમિનાર પાસે જે એક મોટો લોઢાનો વિજયસ્તંભ છે તે આ ચંદ્રપ્તે ઉભો કરેલો કહેવાય છે.

ચંદ્રગુપ્ત પછી કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત નામના બે રાજાઓ થયા. એમનાં નામ ઉપરથી તેઓ યુદ્ધવિદ્યામાં પ્રવીણ હશે એમ લાગે છે. સ્કંદગુપ્તે એક વખત તો હૂણ લોકોને સખ્ત હાર આપી હતી; અને ઈ. સ. ૪૯૦ સુધી તો હૂણ લોકોને પગપેસારો પણ કરવા દીધો નહિ.

સ્કંદગુપ્તના ભત્રીજા નરસિંહગુપ્ત બાલાદિત્યના વખતમાં હૂણ સરદાર તોરમાણે માલવા જીતી લીધું—ઇ. સ. ૪૯૫. એ તોરમાણનો પુત્ર મિહિરગૂલ મહા ક્રૂર હતો. એ મિહિરગૂલને ઈ. સ. ૫૨૮ના અરસામાં નરસિંહગુપ્તે સખ્ત હાર ખવડાવી તેનું જોર તોડી પાડયું હતું.

નરસિંહગુપ્ત પછી ગુપ્ત સામ્રાજ્યનો અંત આવ્યો ગણાય. એ વંશના અંત પછી હિન્દમાં ફરી નાનાં નાનાં રાજ્યો સ્થપાયાં અને મહારાજાધિરાજ શ્રી હર્ષદેવે ફરી પાછાં તે બધાંને પોતાના છત્ર નીચે આણ્યાં ત્યાંસુધી એ સ્થિતિ ચાલી.

## ફાહિયાનનો પ્રવાસ

હિન્દમાં આવી બૌદ્ધધર્મનો સચોટ અભ્યાસ કરી જવા કેટલાય બૌદ્ધધર્મી બહાદુર ચીની સાધુઓ હિન્દ આવવા નીકળ્યા હતા. તેમાંથી રસ્તાની વિટંબનાઓથી હેરાન થઈ જેઓ મરણ પામ્યા હશે એમનાં જ નામો તો ઈતિહાસમાં કયાંથી જ જડે ! પરંતુ જેઓ સહિસલામત હિન્દમાં આવી સ્વદેશ પાછા સિધાવી શકયા છે એમનાં જ નામો ઇતિહાસનાં પાને ચઢયાં છે. એ નામોમાં ફાહિયાન પ્રથમ બીરાજે છે અને એની પછીનો આવનાર હ્યુએનસાંગ પણ વિખ્યાત છે. ફાહિયાન પાંચ સાથીઓ

સાથે હિન્દુસ્તાનમાં આવવા નીકળ્યો હતો, પણ હિન્દમાં પહોંચતાં ફક્ત એક જ સાથી જીવતો રહ્યો હતો. આ ઉપરથી રસ્તાની મુશ્કેલી અને ફાહિયાનની ધર્મભક્તિનો ખ્યાલ આવી શકે છે. એ ચંદ્રગુપ્તના વખતમાં હિન્દમાં આવ્યો હતો. એણે તે વખતના હિન્દની સ્થિતિનું જે વર્ણન કર્યું છે તે આપણે અભિમાન લેવા જેવું હોઇ જાણી લેવાની જરૂર છે. આ રહ્યો એનો સારમાત્ર:–

"લોકો બહુ સુખી અને આબાદ છે. રાજ્યમાં કોઇને દેહાંત દંડની શિક્ષા તો કરવામાં આવતીજ નથી. ચંડાળ અને ભંગી સિવાય બીજા કોઈ પણ લોક મદ્ય પીતા નથી. બજારમાં કતલખાનાં કે દારૂનાં પીઠાં નથી હોતાં. જમીનદારો તરફથી ધર્માદા દવાખાનાંઓ ચાલે છે અને માંદા તથા અશકતની મફત સારવાર થાય છે. ચોમાસા પછી ભાવિક જનો સાધુઓને માટે ઉઘરાણું કરે છે; અને સાધુઓ મોટી સભા ભરીને તેમને ધર્મનો ઉપદેશ કરે છે."

આ ફાહિયાન ધર્મને માટે અનેક વિતકો સહન કરી ચૌદ વર્ષે સ્વદેશ પહોંચ્યો હતો. તેણે પોતાનું શેષ જીવન ચીનાઓને સંસ્કૃત શીખવવામાં તથા હિન્દમાંથી મળેલ બૌદ્ધ ગ્રન્થોના અનુવાદ કરવામાં ને કરાવવામાં ગાળ્યું હતું.

૪

## ગુપ્ત કાળ–ઈ. સ. ૩૨૦ થી ૫૩૦

### ગુપ્ત સમયમાં દેશની સ્થિતિ

ગુપ્ત રાજાઓના સમયમાં ઉત્તર હિન્દની સ્થિતિ સર્વ રીતે આબાદ કહી શકાય. ગુપ્ત સમયનો પાંચમો સૈકો હિન્દના

સુવર્ણકાળનો હતો. ગુપ્તરાજાઓ રાજકાર્યમાં બાહોશ હતા અને એમની બાહોશીથી એમણે રાજ્યનો પણ સારો વિસ્તાર કર્યો હતો; અને પોતાના વિસ્તીર્ણ રાજ્યમાં બંદોબસ્ત પણ બહુ સારો જમાવ્યો હતો. એ સુવ્યવસ્થિત કાળમાં વિદ્વાન માણસોની શક્તિઓ પણ પૂર્ણ રીતે વિકાસ પામી શકી હતી. એ રાજાઓ મોટા મોટા દરબારો ભરતા અને તેમાં વિદ્વાન માણસોને અને વિદ્યાને ઉત્તેજન મળે તેવું કરતા. આ કારણને લઈ એ સમયમાં વિદ્યા અને કળા સારી રીતે ખીલવા પામી હતી.

## કવિકુલગુરૂ કાલિદાસ

હાલના ઘણા ખરા વિદ્વાનોના માનવા પ્રમાણે કવિશિરોમણિ કાલિદાસ આ જ ગુપ્ત સમયના પાંચમા સૈકાની શરૂઆતમાં થઈ ગયા એમ મનાય છે. સર્વ એક અવાજે કબુલ કરે છે કે કાલિદાસ તે કાલિદાસ જ હતા. સર્વ સંસ્કૃત કવિઓમાં કાલિદાસનું સ્થાન સૌથી શ્રેષ્ઠ છે. એમનાં કાવ્યોએ અને નાટકોએ હિન્દુઓનાં મન હરણ કર્યાં છે એટલું જ નહિ પરંતુ વિદેશીઓનાં મન પણ એટલાં જ જીતી લીધાં છે. કાલિદાસનું 'મેઘદૂત' નામનું નાનું પણ રસીલું સુંદર કાવ્ય વાંચીને યુરોપીય વિદ્વાનો પણ છક થઈ જાય છે. કાલિદાસની કાવ્યશક્તિ અને પ્રતિભા કોઈ દિવ્ય જ છે. 'રઘુવંશ' અને 'કુમારસંભવ' નામનાં બે મહાકાવ્યો પણ બહુ વિખ્યાત છે. આ બન્ને કાવ્યો કવિની કલ્પના અને ઉત્તમ ભાવો માટે ઉત્તમ ગણાય છે. પણ કાલિદાસની સૌથી શ્રેષ્ઠ કૃતિ તો એમનું 'અભિજ્ઞાન–શકુન્તલા' નામનું નાટક ગણાય છે. એમણે લખેલાં કુલ ત્રણ નાટકોમાં આ 'શકુન્તલા'નું નાટક સર્વ દેશના વિદ્વાનોથી ઉચ્ચ કોટિમાં મૂકાયેલું છે. આ નાટકથી જ

કાલિદાસની કીર્તિ દેશ વિદેશમાં અમર થઇ છે અને જ્યાં સુધી એ નાટકની હયાતી રહેશે ત્યાં સુધી કવિશિરોમણી કાલિદાસનું અગ્રસ્થાન કોઈ બીજો કવિ ખુંચવી શકશે નહિ.

## કલાની વૃદ્ધિ

આ સમયનું શિલ્પકામ અને ચિત્રકામ પણ બહુ ઉત્તમ પ્રકારનું થયેલું ગણાય છે. હાલ એ સમયના કલાના અવશેષો બહુ જ ઓછા નજરે પડે છે, છતાં અજન્તાની ગુફાઓ જ જોતાં એ વખતની શિલ્પકળાનો કાંઇક ખ્યાલ આવી શકે છે. એ સમયનાં બાંધકામો ઘણાખરાં તો મુસલમાનોના સમયમાં નાશ પામી ચૂક્યાં હતાં. મુસલમાન બાદશાહોની એ તો ખાશીઅત જ હતી કે હિન્દુઓનાં બાંધકામોનો જ્યાં જુએ ત્યાં નાશ જ કરે! ગુપ્ત રાજાઓના પ્રદેશોમાં મુસલમાની અમલ પણ વહેલો મોડો સ્થપાયો હતો, એટલે એ જ કમનસીબે આ સમયનાં પણ ઘણાં જુનાં બાંધકામો આપણી નજરે રહી શક્યાં નથી.

હાલ જુના હિન્દુરાજાઓના રાજ્યના જે સિક્કાઓ નજરે પડે છે તે સર્વમાં ગુપ્ત સમયના સિક્કાઓ કલાની બાબતમાં ખાસ ચઢી જતા હોય તેમ દેખાય છે. સમુદ્રગુપ્ત અને બીજા ચંદ્રગુપ્તના સમયના સિક્કાઓ પર ઘણું કલાકામ દેખાય છે. ચંદ્રગુપ્તના સિક્કા ઉપર વીણા વગાડતા રાજાનું ચિત્ર છે. એ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે એ રાજા સંગીતમાં બહુ કુશળ હશે.

ગણીત અને ખગોળનું જ્ઞાન પણ આ સમયમાં ઠીક ખીલવા પામ્યું હતું. પ્રસિદ્ધ ખગોળવેત્તા આર્યભટ્ટ પણ આ જ સમયમાં થઈ ગયો છે. એનો જન્મ ઈ. સ. ૪૭૬માં મનાય છે.

## ૫

# હૂણ લોકો

પરદેશમાંથી આવી હિન્દુસ્તાનને બહુ ત્રાસ આપનાર આ હૂણ લોકો કયાંથી આવ્યા તથા તેઓ કયા વંશના હતા તેનો કશો પુરાવો મળતો નથી. ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં આ હૂણ લોકો ચીનના ઉત્તરના વેરાન પ્રદેશમાં રખડતા અને ત્યાંથી દક્ષિણમાં ધસી આવી ચીના લોકોને ત્રાસ આપતા. એ હૂણ લોકોથી દેશને રક્ષવા ખાતર જ બિચારા ચીનાઓએ જગમશહૂર ૧૫૦૦ માઈલની લાંબી દિવાલ બાંધી હતી; છતાં એ દિવાલે ચીનાઓનું રક્ષણ કર્યું ન હતું. આખરે ચીન દેશના પ્રતાપી રાજા વુટીએ એ હૂણોને મારી હાંકી કાઢ્યા હતા. એ નાસેલા હૂણોની એક શાખા છેક યુરોપમાં પહોંચી હતી. બીજી એક શાખા ઇરાનમાં ગઈ હતી, અને ત્યાં પણ તેણે ક્રુરતા વર્તાવી હતી. ત્રીજી એક શાખા હિન્દમાં ઉતરી આવી હતી. આ શાખાએ બામિયાનમાં થાણું જમાવી સિન્ધ સર કર્યું હતું. ધીમે ધીમે તેઓ છેક નર્મદા સુધી પથરાઈ ગયા હતા. ઈ. સ. ૪૫૫ માં મગધરાજ સ્કંદગુપ્તે તેમને હરાવ્યા તો ખરા, પરંતુ તે તે હૂણ લોકોને પુરેપુરા હાંકી કાઢી શકયો ન હતો. એ જ અરસામાં ઇરાનમાં વસતા બીજા હૂણો પણ હિન્દ ઉપર આક્રમણ કરવા લાગ્યા હતા. એ હૂણોએ વારંવાર હલ્લો કરી ગુપ્તોની સત્તાને હચમચાવી નાખી હતી. તોરમણ અને એનો પુત્ર મિહિરગૂલ એ બે હૂણ રાજાઓ બહુ બળવાન અને ઘાતકી હતા. મિહિરગૂલને ઇ. સ. ૫૨૮ના અરસામાં નરસિંહગુપ્ત બાલાદિત્યે મધ્ય દેશના પરાક્રમી રાજા યશોવર્માની સહાય વડે સખ્ત

હરાવ્યો, અને તે દિવસથી જ હૂણોનો ઉત્પાત કમી થયો અને ક્ષીણ શક્તિવાળા હૂણોએ ત્યાર પછી શાન્ત થઇ હિન્દમાં કાયમનો વસવાટ કર્યો. વખત જતાં આ જંગલી હૂણો સુધર્યા અને ગુપ્ત સામ્રાજ્યના સંબંધમાં આવી સ્થિર થયા, ને સમાજમાં અંતે એક થઈ ભળી ગયા.

પણ યવન લોકોથી માંડીને હૂણ લોકો સુધી જે જે પરદેશીઓ હિન્દમાં આવ્યા તે બધા જ હિન્દુ સમાજમાં ભળી ગયા, કેમકે તેમણે અહીંનો ધર્મ સ્વીકાર્યો હતો. હૂણો પછી જે તુર્ક લોકો મુસલમાની ધર્મ લઇ હિન્દમાં આવ્યા હતા તેમને પોતાના ધર્મનો જ પ્રચાર કરવાનો ઉદ્દેશ હોવાથી તેઓ હિન્દુ ન બન્યા.

૬

## શ્રી હર્ષવર્ધન—ઈ. સ. ૬૦૬ થી ૬૪૭

પ્રાચીન ભારત વર્ષના ત્રણ ચક્રવર્તી રાજાઓ ગણાય છેઃ— (૧) ચંદ્રગુપ્ત મૌર્ય, (૨) દિગ્વિજયી સમુદ્રગુપ્ત, (૩) શ્રીહર્ષવર્ધન. મેગેસ્થિનિસે પહેલાના રાજ્યતંત્રનાં, ફાહિયાને બીજાના બંદોબસ્તનાં અને હ્યુએનસાંગે ત્રીજાની વિદ્વત્તાનાં વખાણ કર્યાં છે. ગુપ્તવંશનું રાજ્ય છિન્નભિન્ન થયું ત્યારે પ્રભાકર વર્ધમાન નામનો સુબો સ્વતંત્ર થયો. તે પોતાના પરાક્રમથી મહારાજાધિરાજ પદને પામ્યો હતો. તેણે ગાંધાર, સિંધુ, વિગેરે દેશના હૂણ રાજાઓને હરાવ્યા હતા, એટલું જ નહિ પણ ગુર્જર, લાટ અને માળવાના રાજાઓને પણ નમાવ્યા હતા. એના મરણ પછી એનો પુત્ર રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. પરંતુ બંગનરેશ શશાંકે વિશ્વાસઘાતથી તેનું ખૂન કર્યું હતું. એની પછી એનો નાનો ભાઈ હર્ષવર્ધન ઈ. સ. ૬૦૬માં ગાદીએ આવ્યો.

ગાદીએ આવ્યા પછી એણે તરત જ માલવેશ (પોતાના અનેવીને મારી નાખનાર) અને બંગેશને (પોતાના ભાઈને મારી નાખનાર) બરાબર શાસન કર્યું અને પોતાની વિધવા બહેન જે કેદમાંથી છટકી જઇને વિન્ધ્ય પર્વતમાં રખડતી હતી તેને મળ્યો અને એને પોતાના રાજ્યમાં લઈ આવ્યો. ત્યાર પછી છ વર્ષ સુધી લડાઈઓ લડી ઉત્તર હિન્દના બધાય રાજાઓને હરાવી એકચક્રી સામ્રાજ્ય જમાવ્યું. આ હર્ષના સામ્રાજ્યનો વિસ્તાર હિમાલયથી નર્મદા સુધી અને કામરૂદેશથી માંડી રજપુતાના સુધી હતો.

એના રાજ્યમાં સર્વત્ર સુખ અને શાન્તિ હતાં. શહેરોની આસપાસ ખાઇઓ અને દિવાલો કરવામાં આવતી. લોકો રેશમ, રૂ, ઉન અને શણનાં કપડાં પહેરતા. ઘરેણાંનો પણ લોકોને શોખ હતો. બ્રાહ્મણનું બહુ માન હતું. લોકો પ્રામાણિક અને ભલા હતા. વેઠની પ્રથા હતી; પણ મજુરીનાં દામ પુરેપુરાં આપવામાં આવતાં.

રાજા હર્ષવર્ધન ઉત્સવપ્રિય હતો. ઉત્સવને દિવસે મોતી અને સોના ચાંદીનું દાન કરતો. બ્રાહ્મણ અને બૌદ્ધ ભિક્ષુઓને સરખો જ સત્કાર આપતો. આ રાજા ધાર્મિક ચર્ચાઓ કરી ધર્મ-સહિષ્ણુતા કેળવતો હતો. દર પાંચ વર્ષે રાજ્યમાં વધેલું ધન દાનમાં આપી દેતો. હર્ષ જેટલો રણશૂર અને દાનશૂર હતો તેટલો જ સાહિત્યરસિક પણ હતો; એ કવિ હતો. એના વખતમાં જ બાણભટ્ટ, દણ્ડી અને સુબન્ધુ નામના પ્રખ્યાત કવિઓ થઈ ગયા છે. આ રાજાના વખતમાં જ હ્યુએનસાંગ નામનો ચીની મુસાફર હિન્દમાં આવ્યો હતો.

## હ્યુએનસાંગનો પ્રવાસ

ફાહિયાન પછી બસેં વર્ષે બીજો એક પ્રખ્યાત ચીની સાધુ હિન્દમાં ધર્માર્થે આવી આપણા દેશની તે વખતની સ્થિતિ ઉપર સારૂં અજવાળું પાડી ગયેલ છે. એને પણ માર્ગમાં ફાહિયાન જેટલી જ મુશ્કેલીઓ પડી હતી, છતાં ૩૦૦૦ માઇલની મુસાફરી પગપાળે એક વર્ષમાં પૂરી કરી તે હિન્દમાં આવ્યો હતો. એણે સાતમા સૈકાની હિન્દની સ્થિતિનું બહુ સુંદર ચિત્ર દોર્યું છે:—

"લોકો સાદા, સ્વચ્છ અને પ્રામાણિક હતા. લેવડદેવડમાં નિષ્કપટ અને ન્યાય તોલવામાં વિવેકવાળા હતા. આપેલું વચન તેઓ હમેશાં પાળતા. ગુન્હા ઓછા બનતા. ગુન્હા કબુલ કરાવવા માટે આરોપી ઉપર બળાત્કાર કરવામાં આવતો નહિ. લોકો ઉપર કરનો બોજો બહુ હલકો હતો. સાધુ સંતોનું સારૂં પોષણ થતું. આખા સમાજમાં કેળવણી માટે ચોક્કસ પદ્ધતિ નિર્માણ થઈ હતી. મૂળાક્ષરનું જ્ઞાન બાળકને ઘરમાં જ આપવામાં આવતું. ગુરૂને ત્યાં બધી કોમના વિદ્યાર્થીઓ શીખવા જતા. કેટલાક શ્રીમંતો તો આખું જીવન અધ્યયનમાં જ ગાળતા. બધું શિક્ષણ મુખપાઠથી જ અપાતું. બૌદ્ધ તથા બ્રાહ્મણ શિક્ષકો બહુ ખંતીલા હતા. બૌદ્ધ સાધુઓ ધર્મમાં નિષ્ણાત હતા. વિહારોનું વાતાવરણ બહુ શુદ્ધ અને ઉચ્ચ જોવામાં આવતું. સાધુના સહેજસાજ દોષ માટે એને અમુક વખત સુધી મૌન પળાવવામાં આવતું, પણ ગંભીર દોષ હોય તો તેને કહાડી મુકવામાં આવતો."

મહારાષ્ટ્રીઓ વિષે હ્યુએનસાંગ લખે છે:—

"આ લોકો કદાવર અને સ્વાભિમાની હોય છે. કોઇએ એમનું ભલું કર્યું હોય તો તે તેઓ ભૂલતા નથી. પણ જો કોઇ

તેમની વિરુદ્ધ જાય તો તેમના સપાટામાંથી તે બચવા ન પામે. શરણાગતની વહારે તેઓ જીવને જોખમે ધાય છે. શત્રુને સાવધાન કર્યા પછી જ એની સામે તેઓ પોતાનો ભાલો ઉઠાવે છે. લડાઈમાં દુશ્મનની તેઓ પૂઠ પકડે છે, પણ જેઓ શરણે આવે તેને અભયદાન આપે છે. લડાઇમાં જો કોઇ સેનાપતિ હાર ખાઈ આવે તો તેને સાડી પહેરાવે; એટલે આવું અપમાન વેઠવા કરતાં સેનાપતિઓ યુદ્ધમાં ખપી જવાનું પસંદ કરતા."

હ્યુએનસાંગ શ્રીહર્ષ વિષે લખે છે:—

"શ્રી હર્ષ રાજ્યકાર્યમાં અવિશ્રાંત શ્રમ લેતો. અશોકની માફક તેણે પણ જીવહિંસાનો પ્રતિબંધ કર્યો હતો. સર્વ સંપ્રદાયોના સાધુઓને દાન આપવામાં તેનો હાથ છૂટો હતો. દરબારી રસોડે દરરોજ એક હજાર બૌદ્ધ સાધુઓ અને પાંચસો બ્રાહ્મણો જમતા"

સોળ વર્ષના પ્રવાસ પછી હ્યુએનસાંગ પોતાના દેશમાં જ્યારે પાછો ફર્યો ત્યારે તે ઘણીએ વિદ્યા ભણી ચૂક્યો હતો. ચીનમાં જે કોઈ પોતાની પાસે શીખવા આવતો તેને એ પોતાનું શીખી આવેલું શીખવાડતો અને સાથે લાવેલા ગ્રન્થોનો અનુવાદ કરતો. ચીન ગયા પછી તે સાધુ ૧૯ વર્ષ જીવ્યો હતો.

## ૭

## રજપૂત સમય

### રજપૂતો

ઇ. સ. ૬૪૭માં હર્ષના મૃત્યુ બાદ હિન્દમાં જે અવ્યવસ્થા અને અંધેર ચાલ્યું તે સમયમાં જે અનેક નાનાં મોટાં રાજ્યો ઉગી નીકળ્યાં તે બધાંનો સંપૂર્ણ અહેવાલ જાણવાની

આપણે જરૂર નથી. પરંતુ જે રાજ્યો આઠમા અને નવમા સૈકાના અંધેરમાં જન્મ્યાં હતાં તે બધાં રજપૂત રાજ્યો હતાં. એ રજપૂતો પોતાને સૂર્યવંશી અને ચંદ્રવંશી કહેવડાવતા હતા. હર્ષના મૃત્યુથી માંડીને તે ઇસ્લામી સત્તાના ઉદયકાળની વચ્ચેના લગભગ સાડાપાંચ સૈકાના કાળને આપણે રજપૂત સમયનું નામ આપી શકીએ. પણ એ બધા રજપૂતો કોણ હતા અને એ બધા આ કાળમાં એકાએક કેવી રીતે નીકળી આવ્યા એનો ટુંકો ઇતિહાસ જાણી લેવાની જરૂર છે.

અત્યારની રાજપૂત જાતિઓ પોતાની મૂળ પેઢીની શરૂઆત ગણાવતાં લગભગ આઠમા અને નવમા સૈકા સુધી જ જઈ શકે છે. તે સૈકાની અગાઉ એમના વડવાઓ કોણ હતા અને ક્યાં હતા એનો ઇતિહાસ મળી શકતો નથી. આમ થવાનું ખાસ કારણ એકજ કહી શકાય કે કદાચ રાજપાટ ભોગવનારા રજપૂત કુલો તે જ વખતે પ્રખ્યાતિમાં આવ્યાં હોય; અને તેની અગાઉ એ રજપૂત ગણાતાં કુલો સ્વતંત્ર રાજ્ય ચલાવવા જેટલી શક્તિ નહિ પામી શક્યાં હોય. પણ છતાં ય એ રજપૂત જાતિ મૂળે આર્ય જાતિ જ હશે કે કેમ એ વિષે શંકા રહે છે. ટોળાબંધ હૂણો અને ગુર્જરો, અને એવાજ બીજા પરદેશીઓ હિન્દમાં વસવાટ જમાવવા અવારનવાર આવ્યે જ જતા હતા. ઈ. સ. ના પાંચમા અને છઠ્ઠા સૈકાની મધ્યમાં આવા અસંખ્ય પરદેશીઓ રજપૂતાનામાં અને પંજાબમાં પોતાના થાણાં જમાવીને પડ્યા જ હતા. કદાચ આ જ પરદેશીઓ બે ચાર પેઢીનો વખત જતાં હિન્દના આર્યો સાથે ભળી ગયા હોય અને પોતાનું ચોક્કસ સ્થાન પણ આર્ય પ્રજામાં મુકરર કરી લઈ લીધું હોય.

આ પરદેશીઓ સ્વભાવે જ લડાયક વૃત્તિના હતા એટલે આર્ય પ્રજાએ એ લોકોને એમના સ્વભાવને રૂચતો અને સમાજને ઉપયોગી એવો ક્ષત્રિય વર્ગ જ સોંપી દીધો હોય. પણ આમ હોય તોય એ પરદેશીઓ હિન્દની આર્ય પ્રજામાં કેવી રીતે સહેલાઇથી ભળી શક્યા હશે એ સવાલ તો ઉભો જ રહે છે. પણ આપણે વિચાર કરીએ તો જણાય એમ છે કે પરદેશીઓ ઘણાખરા હુમલાખોર હોઈ હુમલો કરવાને જ હિન્દમાં આવેલા ત્યારે એમની સાથે સ્ત્રીઓ નહિ જ આવેલી હોય; એટલે જ્યારે તેઓ હિન્દમાં જ સ્થાયી થઇને પડ્યા હશે ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓએ હિન્દુ સ્ત્રીઓ સાથે પોતાનો ઘરસંસાર માંડ્યો હશે અને એવાં લગ્નની પ્રજામાં હિન્દુ સ્ત્રીઓના જ સંસ્કારો પડ્યા હશે અને તેથી જતે દિવસે એ પરદેશીઓની પ્રજા હિન્દુ ધર્મમાં અને હિન્દુ આચાર વિચારમાં બહુ સહેલાઇથી ભળી ગઈ હશે. આવી પ્રજાનાં સત્તાવાળાં કુટુમ્બો જતે દિવસે રાજપાટ ભોગવતાં થયાં હોય અને પછી પોતાના કુળને ક્ષત્રિય કુળ તરીકે ગણાવે અને હિન્દુ પ્રજા એ માન્ય રાખે તો એમાં કશું અસ્વાભાવિક જેવું નથી. આમ છતાં રજપૂતોનું મૂળ આવા પરદેશીઓમાંજ હશે એમ ચોક્કસપણે કહી શકાય તેમ નથી. એક બીજો પણ તર્ક એમની ઉત્પત્તિ વિષે કરી શકાય છે. આર્ય રાજાઓના નજીકના કુટુમ્બીઓ પોતાને રાજપુત્રો તરીકે ઓળખાવતા હોય અને વખત જતાં એ રાજપુત્રો પોતાના પરાક્રમે આર્ય રાજાઓની કૃપાથી નાની મોટી સત્તા ભોગવતા આવ્યા જ હોય અને એ રાજપુત્રો એમ કરતાં વધારે સત્તાશાળી બનતા ગયા હોય તો ય અસંભવિત નથી. અને એ રાજપુત્રો જ રજપૂતના નામથી ઇતિહાસમાં ઓળખીતા થયા હોય એ બનવા

જોગ છે. આ બીજા વિચારથી આપણે એમ જ કહી શકીએ કે રજપૂતો બધા શુદ્ધ આર્યવંશના જ છે. હાલના રજપૂતો પણ પોતાને સૂર્યવંશી યા તો ચંદ્રવંશી કહેવડાવીને પોતે શુદ્ધ આર્ય-વંશના જ છે એટલું જ જણાવી રહ્યા છે. રજપૂતોની ઉત્પત્તિ ગમે તે હોય છતાં હાલના અને અગાઉના રજપૂતોની રીતભાત, એમનું શૌર્ય, એમનો ટેક, એમની ઉદારતા અને એમનું ઉજ્જ્વલ ધર્માભિમાન ને દેશાભિમાન શુદ્ધ આર્યવંશને શોભે તેવાં જ છે.

## રજપૂતોના ખાસ ગુણો

રજપૂતોમાં વફાદારીનો ગુણ ખાસ ધ્યાન ખેંચે તેવો હતો. પોતાના સરદાર કે રાજા માટે કે પછી પોતાની જાતિના કોઈ પણ માણસ માટે આ રજપૂતો બહુ લાગણી ધરાવતા હતા અને અત્યારે પણ ધરાવે છે. તેઓ પોતાનાં માણસ માટે પોતાનો જાન જાય ત્યાંસુધી બહાદુરીથી લડતાં પાછું વળી જોતા નહિ. આ વફાદારી ઉપરાંત બીજા ખાસ ગુણો એ હતા કે તેઓ પરોણા તરફ–પછી ભલે તે મિત્ર હોય કે દુશ્મન હોય તોય–પ્રેમ અને દયા બતાવવામાં કદી ઓછા નહોતા ઉતરતા; આપેલ વચન દેહના ભોગે પણ પાળતા; યુદ્ધમાં લડતાં તેઓ કદી પણ શત્રુને પીઠ બતાવતા નહિ; અને અપમાન તો કોઇ વખત સહન કરી શકતા નહિ.

યુદ્ધમાં મરણ નીપજે તેને તેઓ મોક્ષ મળ્યા બરોબર માનતા. કેટલાક રજપૂતો તો એવા પણ નીકળતા કે યુદ્ધમાં મરણ પામવાનો લાગ ન હોય તો છેવટે ઉપવાસથી પણ પોતાનું

મોત સાધતા; અને કોઈ કોઈ તો રણ મેદાનમાં મરી અમર થવા માટે પોતાના શત્રુઓને લડવા આવવા માટે આગ્રહપૂર્વક વિનંતિઓ પણ કરતા. લડતાં લડતાં જીંદગી પૂરી કરવામાં જ તેમનો આત્મા ખરો આનંદ માનતો.

રજપૂતની સ્ત્રીઓ રજપૂતાણીઓ પણ મરદના જેવી જ બહાદુર, સાચી, અને ઉદાર હતી. મરણથી તેઓ લગાર પણ બ્હીતી નહોતી. પોતાના ધણીના મૃત્યુ બાદ શત્રુઓના હાથમાં સપડાઈ જવાનો વખત આવે એમ લાગે ત્યારે તેઓ ચિતા ખડકાવી બળી મરવાનું જ પસંદ કરતી. કોઇ કટોકટીના વખતે રજપૂતાણીઓ શસ્ત્રો સજી રણ મેદાને પણ પડતી. શૂરી રજપૂતાણીઓ રજપૂત વીરોનાં મરણ માટે કદી પણ શોક કરતી નહિ. ઉલટું જો કોઇ રજપૂત બચ્ચો કોઈ દિવસ રણમાં કાયર બની પીઠ ફેરવી નાસી આવે તો એવા રજપૂતને ધૂતકારી નાખતી.

આવી શૂરી રજપૂત જાતિનાં રાજ્યો આ રજપૂત સમયમાં હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં સ્થપાયાં હતાં. ખાસ કરી રજ-પૂતાનાની વીર ભૂમિમાં આ રજપૂતની ઘણી જાતો આ સમયમાં રહેતી હતી અને તેમના વંશજો પણ હાલ એજ ભાગમાં રહે છે.

## શ્રી હર્ષ પછીનાં રજપૂત રાજ્યો

શ્રી હર્ષવર્ધનના ગુજરી જવા પછી એના રાજ્યની પડતી થઈ. આરંભમાં ગુજરાત, પંજાબ, અને સિંધ છટકી ગયાં. એ સિવાયનું બાકીનું રાજ્ય સો વર્ષ સુધી ગુપ્તવંશના રાજાઓના

હાથમાં રહ્યું હતું. આખરે બંગાળ અને બિહારમાં પણ પાલ નામના વંશનું રાજ્ય થયું હતું.

ગુપ્તવંશની પડતી પછી ઉત્તર હિન્દમાં નવાં નવાં ઘણાં રજપૂત રાજ્યો ઉભાં થયાં હતાં; અને મુસલમાન લોકોએ હિન્દુસ્તાન જીત્યું ત્યાંસુધી એ રજપૂત રાજ્યો પોતપોતાની સત્તામાં ટકી રહ્યાં હતાં. તે વખતમાં મુખ્ય રજપૂત રાજ્યો નીચે પ્રમાણે હતાં:—

(૧) કનોજનું રાજ્ય—આમાં યશોવર્ધન નામનો રાજા ઈ. સ. ૭૩૧ માં રાજ્ય કરતો હતો. એ વિદ્યાને સારૂં ઉત્તેજન આપતો. ઈ. સ. ૭૮૦ માં એના વંશનો નાશ થયો.

(૨) માળવાનું રાજ્ય—કનોજના રાજ્યની પડતી પછી માળવાનું રાજ્ય પ્રબળ થયું હતું. ઈ. સ. ૭૮૩ માં એમાં વત્સરાજ રાજા રાજ્ય કરતો હતો. ઈ. સ. ૮૪૨થી ૮૮૫ સુધી એ રાજ્યનો વિસ્તાર સારો થયો હતો. કનોજનું રાજ્ય આ જ અરસામાં જીતી લીધું હતું.

(૩) ગુજ્જરોનું રાજ્ય—આ લોકો પ્રથમ હૂણ લોકો સાથે હિન્દમાં આવેલા. પ્રથમ તેઓ પંજાબ અને રજપૂતાનામાં વસ્યા. ત્યાંથી માળવા ગયા. પાછળથી ગુજ્જરો મારવાડમાંથી લાટમાં આવ્યા અને છેક ખાનદેશ સુધી ફેલાયા. આપણા પ્રાંતનું ગુજરાત નામ પણ ગુજ્જરો ઉપરથીજ પડ્યું છે.

(૪) દક્ષિણનાં રજપૂત રાજ્યો—આમાં ચાલુક્યોનું રાજ્ય, રાષ્ટ્રકૂટ રજપૂતોનું રાજ્ય, અને ચોલ ને પાંડ્ય રાજ્યો આવે છે.

૮

# ધર્મની પરિસ્થિતિ

મહાન અશોકના કાળ પછી બૌદ્ધ ધર્મનું જોર દિવસે દિવસે ઘટતું જતું હતું અને બૌદ્ધ ધર્મમાં પણ સડો પેસતો જતો હતો. આ પ્રમાણે બૌદ્ધ ધર્મની પડતી થતાં ધીમે ધીમે અનેક પ્રકારના નવા ધર્મો સ્થપાવા લાગ્યા. બ્રાહ્મણોએ આ સમયનો લાભ લઇ બ્રાહ્મણધર્મને ફરી હિન્દમાં સ્થાપવા પ્રયત્ન કરવા માંડયો. લોકોની રૂચી પણ તે વખતે એટલે આઠમા સૈકામાં બૌદ્ધ ધર્મ ઉપરથી સરવા લાગી; અને ગુપ્ત રાજાઓની પડતી પછી રાજ્યાશ્રયના અભાવે બૌદ્ધ ધર્મની કળા અસ્ત પામવા જ બેઠી. તે વખતે બરોબર ૮ મા સૈકામાં બે સમર્થ બ્રાહ્મણ સુધારકોનો ઉદય થયો; અને એમના પ્રયત્નથી જ બ્રાહ્મણધર્મનું નિર્જીવ ખોળીયું ફરી પ્રાણવાન થયું. એ બે ધર્મ સુધારકો–તે કુમારિલ ભટ્ટ અને જગદ્‌ગુરૂ શંકરાચાર્ય. આવા સમર્થ આચાર્યોના આગમનથી બ્રાહ્મણ ધર્મની સ્થિતિ ઘણી જ સુધારા ઉપર આવી ગઈ. કુમારિલ ભટ્ટનો જન્મ ઇ. સ. ના ૮ મા સૈકામાં થયો. એમની જન્મભૂમિ આસામમાં હતી. એ મહા કર્મકાંડી અને સમર્થ મીમાંસક હતા.

## શ્રી શંકરાચાર્ય

શ્રી શંકરાચાર્ય કેરલદેશમાં એક બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યા હતા. એમના પિતા એમના ન્હાનપણમાં જ ગત થઇ ગએલા હોવાથી એમને ઉછેરીને મ્હોટા કરવાનું કામ એમની

માતાને શિર પડયું હતું. માતાએ એમને પૂર્ણ સ્નેહથી ઉછેરી પાંચમે વર્ષે એમને સગાંવ્હાલાંની મદદથી જનોઈ દીધું. શંકરે બ્રહ્મચર્ય ધારણ કર્યું, અને સકલ શાસ્ત્રમાં પારંગત થયા. સમય થતાં માતા એમને સંસારમાં–ગૃહસ્થાશ્રમમાં–જોડવાનો વિચાર કરતાં હતાં, ત્યાં શંકરે એક દિવસ માતા પાસે હાથ જોડી સંન્યાસ ગ્રહણ કરવાની રજા માગી. માતાના કોમળ હૃદયને આથી ઘણું દુઃખ થયું, છતાં એમણે તે રજા તો આપી; પછી શંકરાચાર્યે નર્મદા નદીને કાંઠે જઈ ગોવિન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો, અને એમની પાસેથી વેદાન્ત સાથે યોગનું પણ ઘણું જ્ઞાન મેળવ્યું. એમ કહેવાય છે કે એ પ્રયાગ ગયા ત્યાં કુમારિલભટ્ટે અગ્નિ સળગાવી એમાં પોતાનો દેહ હોમ્યો. અર્ધો અગ્નિ એમને શરીરે ફરી વળ્યો. ત્યાં શંકરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે સાંભળીને કુમારિલભટ્ટે કહ્યું, 'યતિરાજ! મેં નાસ્તિક મતનું ખંડન કરીને વૈદિક કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે, તમે જ્ઞાનમાર્ગ પ્રવર્તાવો; અને તે માટે મંડનમિશ્ર નામનો એક મ્હારો શિષ્ય છે એની પાસે જઈ એના ઉપર જય મેળવો.' શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ ગયા. ગામને પાદરે પનિયારીઓને મંડનમિશ્રનું ઘર પૂછ્યું. તેમણે નિશાની બતાવી કે, "જે ઘરને બારણે મેના–પોપટ વેદ ઉચ્ચારી રહ્યાં હોય તથા શાસ્ત્રના વાદવિવાદ કરી રહ્યાં હોય–એ ઘર મંડનમિશ્રનું જાણજો." શંકરે મંડનમિશ્રનું ઘર એ એંધાણી પરથી શોધી કાઢયું. મંડનમિશ્ર શ્રાદ્ધ કરતા હતા તે સંન્યાસીને જોઈને બહુ ગુસ્સે થયા; કારણ કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે તે નિષિદ્ધ ગણાય છે. પછી મંડનમિશ્રનો અને શંકર ભગવાનનો મીમાંસા અને વેદાન્તના સિદ્ધાન્ત સંબન્ધી વિવાદ ચાલ્યો;

તેમાં મંડનમિશ્રનાં પત્ની સરસ્વતી મધ્યસ્થ થયાં. એ બેનો વિવાદ સાંભળી છેવટે સરસ્વતીએ શંકરાચાર્યનો જય થયો એમ જણાવ્યું, અને પ્રથમની પ્રતિજ્ઞા મુજબ મંડનમિશ્ર સંન્યાસી થયા. ત્યારબાદ શંકરાચાર્યે આખા હિન્દુસ્તાનમાં ફરી પ્રાચીન ઉપનિષદોનો અદ્વૈતવાદ અને જ્ઞાનવાદ પ્રવર્તાવ્યો; અને એના રક્ષણ માટે હિન્દુસ્થાનને ચાર ખૂણે ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના ચાર મુખ્ય શિષ્યોની યોજના કરી. આ સર્વ સમયમાં શંકરાચાર્ય એમની માતાને ભૂલી ગયા ન હતા. એ સ્નેહાળ પુત્ર માતાના અવસાન સમયે એની પાસે જઇ પહોંચ્યા, અને સગાંવહાલાં એને બાળવાને પણ ન આવ્યાં તેથી જરા પણ ન ગભરાતાં શંકરાચાર્યે એની સઘળી ઉત્તરક્રિયા (સંન્યાસીને ક્રિયાનો નિષેધ છતાં) પોતે જાતે કરી; અને શાસ્ત્રના વિધિનિષેધ કરતાં માતા–પુત્રનો સ્નેહ અધિક છે–એ મહાન સત્ય જગત્‌ને દેખાડયું.

શંકરાચાર્યના હિન્દુસ્થાન ઉપર બે મ્હોટા ઉપકાર છે. એક તો એમના સમયમાં હિન્દુસ્તાનમાં અસંખ્ય નાના મોટા દેવોની વિવિધ જાતની પૂજા, અને એને લગતા અસંખ્ય ધાર્મિક વ્હેમો ને કેટલીકવાર દુરાચારો પ્રવર્તતા હતા તેનું એમણે ખંડન કર્યું. એ ખંડનને અંગે એમણે બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એક જ પરમાત્માનાં માત્ર જુદાં જુદાં નામો છે.

શંકરાચાર્યે સોળમા વર્ષથી સંન્યાસ ગ્રહણ કરી સોળ વર્ષ ધર્મનો ઉપદેશ કર્યો. એ દરમ્યાન એમણે કન્યાકુમારીથી બદરિકાશ્રમ ને કાશ્મિર સુધી અને દ્વારકાંથી જગન્નાથપુરી

સુધી હિન્દુસ્થાનના સર્વ ભાગમાં પગે ચાલીને પુષ્કળ મુસાફરી કરી. રાજ્યોની અંધાધુંધીના એ કાળમાં એમને રસ્તાનાં કેવાં દુઃખો વેઠવાં પડયાં હશે એ આપણે સહજ કલ્પી શકીએ. શારીરિક શ્રમને પરિણામે, તેમજ વાદવિવાદ અને ઉપદેશને અંગે જે અથાગ શ્રમ ઉઠાવવો પડેલો તેને પરિણામે બત્રીસ વર્ષની તરૂણ વયે એમનો દેહ પડયો.

એમના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણેઃ—

કર્મ અને ભક્તિ થકી ચિત્તશુદ્ધ થાય, પણ આ સંસારમાંથી મુક્તિ મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાન જ છે.

એ જ્ઞાન તે એવું કે—"બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, અને જીવ તે (ખરૂં જોતાં) બ્રહ્મરૂપ જ છે." એ જ્ઞાન બરાબર મેળવવા માટે સંન્યાસની જરૂર છે, અને એ સંન્યાસ જે ઘડીએ ખરો વૈરાગ્ય ઉપજે તે ઘડીએ લઇ શકાય.

# પ્રકરણ–૬ હું

# હિન્દમાં મુસલમાની સત્તા–ઈ. સ. ૯૯૭ થી ઈ. સ. ૧૫૨૬

## ૧
## ઈસ્લામ

### હજરત મુહમ્મદ

ઇસ્વી સન ૫૭૦ના ઑગસ્ટ માસની તારીખ ૨૯ મીને સોમવારને દિવસે પ્રાતઃકાળમાં મક્કા (અરબસ્તાન) શહેરમાં હજરત મુહમ્મદનો જન્મ થયો. મુહમ્મદ પયગમ્બર માતાના ઉદરમાં હતા તેવામાં જ એમના પિતા ગુજરી ગયા; અને એ ૭ વર્ષના થતામાં એમની માતા અમિનાબીબીએ પણ સ્વર્ગવાસ કર્યો. હજરત મુહમ્મદને એમના દાદાએ ઉછેર્યા. બે ત્રણ વર્ષમાં દાદા પણ ગુજરી ગયા; અને જતી વખતે પોતાના દિકરા હજરત અબુ તાલીબને બાળકની સંભાળ સોંપતા ગયા. હઝરત મુહમ્મદ કાકાની દેખરેખ નીચે મોટા થયા. એ ન્હાનપણથી જ હોંશિયાર અને બાહોશ હતા. પરંતુ હાલમાં આપણે જેને પુસ્તકની કેળવણી કહીએ છીએ તે તેમને જરા પણ મળી નહોતી. લાયક ઉમ્મરના થયા ત્યારે તેઓ એમના કાકાની સાથે સીરિયા તરફ વેપારની સફરે ગયા. આ સફરમાં તેમણે વેપારના કામમાં સારો અનુભવ મેળવ્યો. અને પ્રમાણિકપણા માટે એવું નામ પ્રાપ્ત કર્યું કે લોકો એમને ‘અલ–અમીન’ (સત્યનિષ્ઠ, ઇમાનદાર) કહી ઓળખવા લાગ્યા.

મક્કામાં આ વખતે કુરેશી કુટુમ્બનાં ખદીજાબીબી કરીને એક વિધવા બાઈ હતાં, એમનો સીરિયા સાથે પુષ્કળ વેપાર ચાલતો. કાકાની આજ્ઞાથી હઝરત મુહમ્મદ એમને ત્યાં મુનીમ રહ્યા. એ સ્થાને એમણે એવું સારૂં કામ કર્યું કે એ સીરિયાથી પાછા ફર્યા તે વખતે ખદીજાબીબીએ એમની પ્રમાણિકતા વિગેરે ગુણથી આકર્ષાઈ એમને પરણવા ઇચ્છા બતાવી અને તે પરણ્યા.

હજરત મુહમ્મદને દિન પર દિન પ્રભુની લગની વધતી ગઈ. એક રાત્રે તેઓ પાસેના પર્વતની ગુફામાં પ્રભુનું ચિન્તન કરતા પડયા હતા, ત્યાં એક દિવ્ય પુરૂષે એમની સમક્ષ આવી કહ્યું, "તું ખુદાતાલાનો પયગમ્બર થયો છે." એટલું કહી એ ફિરસ્તો ઉડી ગયો. હજરત મુહમ્મદે ગભરાતે હૃદયે બીબી ખદીજા પાસે જઇને કહ્યું, "ઓ ખદીજા! મને કાંઈક થયું!" બીબી ખદીજાએ સઘળી હકીકત સાંભળી અને કહ્યું, "પ્રાણનાથ! તમે જરૂર પયગમ્બર થશો." આ વખતથી એમણે પયગમ્બર (પ્રભુનો સંદેશ લાવનાર દૂત) નું કામ શરૂ કર્યું.

ઈશ્વર એક છે અને એ જ પૂજ્ય છે—એ સિદ્ધાન્ત ઉપર એમણે ભાર મૂકયો. મક્કાના મૂર્તિપૂજકો એમના ઉપદેશથી બહુ ચીડાયા, અને એમને મારી નાખવા સુધીના ઉપાયો કરવા લાગ્યા. પણ હજરત મુહમ્મદે પોતાનો ઉપદેશ જારી રાખ્યો. ધીમે ધીમે પ્રથમ એમનાં સગાંવહાલાં અને પછી બીજા લોકો એમના પન્થમાં ભળ્યા. થોડાક વખત પછી ખદીજા બીબી ગુજરી ગયાં, અને આયેશા નામે એક કુમારિકાને મુહમ્મદ પયગમ્બર પરણ્યા.

ઈ. સ. ૬૨૨માં મક્કાના લોકોના જુલમ તથા કલેશથી કંટાળી હજરત મહુમ્મદ એમના શિષ્ય અને સસરા (આયેશા બીબીના પિતા) અબુબકરને લઈ મદીના તરફ જવા નીકળ્યા. રસ્તામાં બંને જણ એક ગુફામાં રહ્યા. ત્યાં શત્રુઓ ખોળ કરતા ગુફાના દ્વાર સુધી આવી પહોંચ્યા. અબુબકરે એઓને જોયા અને ચિન્તાતુર થઈ હજરત મુહમ્મદને કહ્યું, "હઝરત, શત્રુઓ ઘણા છે અને આપણે બે જ છીએ." ત્યારે હજરતે ગંભીરપણે જવાબ આપ્યો, "આપણી સાથે ત્રીજો ખુદા પણ છે, અને એજ આપણો રક્ષણ કર્તા છે." ત્યાં બન્યું એવું કે ગુફાને મ્હોંએ કરોળીઆએ જાળ બાંધી, તેથી શત્રુઓને લાગ્યું કે આ ગુફામાં તો કોઈ ગયું ન જ હોવું જોઈએ. આ પ્રમાણે ત્રણ દિવસ અરણ્યમાં કાઢીને હજરત મુહમ્મદ મદીના પહોંચ્યા. આ એમનું મક્કા છોડીને મદીના તરફ નીકળી જવું–તે "હિજરત" કહેવાય છે, અને આ હિજરતની તારીખથી મુસલમાનોનો સંવત્ શરૂ થાય છે. તેથી તે 'હિજરી' ('હિજરત' ઉપરથી અપભ્રંશ) એવે નામે ઓળખાય છે.

મદીનાના લોકોએ ઈસ્લામ ધર્મને સારો સત્કાર આપ્યો. આસપાસની વસ્તી સાથે લઢાઈઓ તો ઘણી થઈ, પણ આખરે ઈસ્લામ ધર્મનો વિજય થયો. મક્કાના લોક સાથે દશ વર્ષની સુલેહ થઈ. તેનો લાભ લઈ મ્હોટા કાફલા સાથે હજરત મુહમ્મદ મક્કે કાબા શરીફની યાત્રાએ આવ્યા. રખેને એમના સંગથી દૂષિત થઈએ–એમ ધારીને મક્કાના કુરેશીઓ ગામ બહાર પર્વત ઉપર જઈને વસ્યા. ત્યાંથી એમણે ઇસ્લામીઓની ઉમદા રીતભાત જોઈ, તેથી એમનું મન પીગળ્યું. મુહમ્મદ

પયગમ્બરના પાછા ફરતા પહેલાં તેઓ મક્કામાં ગયા, અને ઘણાએ એમનો ધર્મ સ્વીકાર્યો.

પણ આખરે મક્કાના લોકોએ સુલેહ ન પાળી. મુહમ્મદ પયગમ્બરને એમના ઉપર ચઢાઈ કરવી પડી. ઈ. સ. ૬૩૦માં એમણે મક્કા લીધું. પણ એક પણ ઘર લૂટયું નહિ, અને માણસને હેરાન કર્યાં નહિ. પણ કાબા શરીફના ધામમાં એકઠી કરેલી સઘળી મૂર્તિઓ તોડી નાખી.

ઈસ્લામ ધર્મ સારી રીતે જામ્યો. અરબસ્તાન બહાર પણ એની અસર પહોંચી. ઈ. સ. ૬૩૨ ના જુન માસની તા. ૮ મીને સોમવારે બીબી આયેશાના ખોળામાં માથું મૂકીને પ્રભુની બંદગી કરતાં કરતાં હજરત મુહમ્મદે આ ફાની દુનિયા છોડી, અને એમનો આત્મા પ્રભુના સાનિધ્યમાં દાખલ થયો.

## મુસલમાની ધર્મ

અરબસ્તાનના મૂર્તિપૂજક આરબ લોકો પ્રથમ આ નવા ધર્મની વિરૂદ્ધ હતા, પરંતુ કાળના વહેવા સાથે અનેક મુશીબતોમાંથી પસાર થયા પછી મુહમ્મદ પયગંબરનો નવો ઈસ્લામી ધર્મ લોકોમાં પૂજ્ય ગણાવા લાગ્યો. મુહમ્મદ સાહેબ તો ઈ. સ. ૬૩૨ માં મરણ પામ્યા; પરંતુ એમનો ઈસ્લામી ધર્મ તો એમના મરણ પછી પૂર જોસમાં વધ્યો. ધર્મ ફેલાવવાના ઉમદા હેતુથી પયગંબરના શિષ્યો નવા ઇસ્લામીઓનું લશ્કર જમાવી ઈરાન અને તુર્કસ્તાનમાં ફરી વળ્યા, ત્યાં મુસલમાની ધર્મ દાખલ કરી દીધો, અને ત્યાં પોતાનાં મુસલમાની રાજ્યો પણ સ્થાપ્યાં. ત્યાર પછી ધર્મના ઝનુનમાં એ રાજગાદી ધરાવનારા શિષ્યો જેઓ

પોતાને ખલિફા કહેવડાવતા તેઓ આખા આફ્રિકામાં અને યુરોપમાં સ્પેન સુધી પહોંચી વળ્યા અને ત્યાં મુસલમાની રાજ્ય અને ધર્મ દાખલ કરી દીધાં. ઈ. સ. ૭૧૧ માં બસરાના મુસલમાન બાદશાહે મુહમ્મદ કાસમને સિન્ધ દેશ જીતવા મોકલ્યો, પણ ત્યાં તેને હિન્દના રજપુતોએ સુખે રહેવા ન દેતાં તેને હાંકી કાઢયો. ત્યાર પછી લગભગ બસો વર્ષ સુધી ઈસ્લામ ધર્મ હિન્દમાં પેશી શકયો નહિ.

## મહમૂદ ગિઝની—ઈ. સ. ૯૯૭ થી ૧૦૩૦

દસમા સૈકાને અંતે મુસલમાનો વાયવ્ય કોણમાંથી હિન્દુસ્તાન ઉપર ઉતરી આવ્યા. પહેલી ચઢાઈ ગિઝનીના સુબા સબક્તગીને પંજાબ ઉપર કરી. પંજાબનો રાજા જયપાલ હાર્યો. અને ત્યાર પછી ઈ. સ. ૯૯૭માં સબક્તગીન પછી તેનો પુત્ર મહમૂદ સુલતાન પદ ધારણ કરી ગાદીએ બેઠો. તે ઘણો ધર્માંધ હતો. તેણે ધર્માંધતાને લીધે હિન્દુસ્તાન ઉપર નાની મોટી સત્તર સ્વારીઓ કરી; અને ઠેકઠેકાણે હિન્દુ દેવળોનો નાશ કરી અઢળક દોલત લઈ ગયો. તેણે પંજાબના જયપાળના દિકરા આનંદપાળ ઉપર સ્વારી કરી. આનંદપાળની મદદે ઉજ્જૈન, ગ્વાલિયર, કનોજ અને અજમેરના રાજાઓ આવ્યા. આ વખતની લડાઇમાં આનંદપાળ હારત નહિ; પણ નસીબની બલીહારી છે ! આનંદપાળ હાથી ઉપર બેસી લડતો હતો. ચાલતી લડાઇએ આનંદપાળના હાથીની આંખમાં તીર વાગ્યું. તેથી તે હાથી ઉપરથી ઉતરી ઘોડા ઉપર બેઠો. સૈનિકો પોતાના સરદારને ન જોવાથી ગભરાવા લાગ્યા. તેથી આનંદપાળના સૈન્યમાં ભંગાણ પડયું, અને સૈનિકોએ જેને જ્યાં ફાવ્યું ત્યાં પ્રાણ બચાવી ભાગવા માંડયું. મુસલમાનો

પૂંઠે થયા ને ઘણાનો નાશ કર્યો. આ લડાઈમાં મહમૂદ નગરકોટનો પુષ્કળ ખજાનો લઈ ગયો. ત્યાર પછી મહમૂદે કનોજ પર ચઢાઈ કરી. ત્યાંના રાજાને હરાવી મથુરાનું પવિત્ર શહેર લૂટયું અને દહેરાં બાળી નાખ્યાં. મૂર્તિઓ ભાંગી હજારો હિન્દુઓને ત્રાસ આપ્યો. કનોજની પણ તેજ દશા કરી, ઈ. સ. ૧૦૧૮–૧૯.

## સોમનાથ પર સ્વારી

મહમૂદની બારમી અને જાણવા લાયક સ્વારી તે હિન્દુસ્તાનના એક ખૂણામાં આવેલા સોમનાથપાટણ ઉપરની છે. સોમનાથપાટણ કાઠિયાવાડની દક્ષિણે વેરાવળ બંદરની પાસે આવેલું છે; અને તે હિન્દુઓનું પવિત્ર તીર્થસ્થળ છે. તેની ચારે તરફ મજબૂત કિલ્લો છે. અને કિલ્લાની આસપાસ ઉંડી ખાઇ છે. હિન્દુસ્તાનનાં દ્વાદશ જ્યોતિર્લિંગોમાં સોમનાથ મહાદેવની પણ ગણના થાય છે. અત્યારે આ કિલ્લાનો ઘણો ખરો ભાગ પડી ગયેલો છે. તેના પત્થરના કકડા ઘણા ગાઉ સુધી જ્યાં ત્યાં પડેલા છે; અહીં મોટું પ્રાચીન શિવાલય હતું. મુસલમાનો ચઢી આવ્યા તે પહેલાં તેની જાહોજલાલી કંઈ ઓર જ હતી. તે સમુદ્રકાંઠે હોવાથી સમુદ્રની છોળો તેના પાછલા ભાગને અથડાયા કરતી. દેવળનું શિખર ઘણું જ ઉંચું હતું. અને તેના ઉપર સોનાના કળશ ઝળહળી રહ્યા હતા. ભગવી ધજા આકાશનાં વાદળાં સાથે ભોળાનાથનાં યશોગાન ગાઈ રહી હતી. દેવળની અંદર રંગમંડપમાં ઉંચી કારીગીરીવાળા ને સુશોભિત છપ્પન થાંભલા હતા. થાંભલા સીસાથી જડી લીધેલા હતા. દેવળના ગભારાનો ભાગ અંધારા ખંડમાં હતો. મૂર્તિના ઉપરના ભાગમાં (માથા પર) છ થાંભલા હતા, તેમાં જવાહિર

જડેલાં હતાં. અને રત્ન જડિત ઝુમ્મરો ટાંગેલા હોઇ જ્યારે દીવા પ્રગટતા ત્યારે ઝળાંહળાં થઈ રહેતું. શંકરની મૂર્તિ પાંચ હાથ ઉંચી અને ત્રણ હાથના ઘેરાવામાં અને બે હાથ જેટલી જમીનમાં દટાયેલી હતી. મૂર્તિ ઉપર સોનાની જળાધારીમાંથી ગંગાજળનું સિંચન થતું. અને સ્નાન કરાવવા માટે દરરોજ પાંચસો ગાઉ દૂરથી કાવડીયા ગંગાજળ લાવતા. મૂર્તિની પાસે એક ઘંટ બસો મણ સોનાની સાંકળે બાંધેલો હતો અને તેમાં બીજી પણ નાની નાની ઘંટડીઓ મૂકેલી હતી. અને તે હલાવવાથી જબરો ઘોર થઈ રહેતો. દરવાજાને સુંદર કારીગીરી-વાળાં સુખડનાં કમાડ હતાં. આ તીર્થનો મહીમા એટલો બધો હતો કે બે હજાર ગામ તેના નિભાવ માટે હતાં. દરરોજ બે હજાર બ્રાહ્મણો પૂજા કરતા, અને કરાવતા. પાંચસો રામજણીઓ ને ત્રણસો ગવૈયા દરરોજના ગાનતાન માટે હતા. દરરોજ એટલા બધા યાત્રાળુઓ આવતા કે તેમની હજામત કરવા ત્રણસો તો હજામ હતા. ગ્રહણને દિવસે લગભગ બે લાખ માણસો ભેગા થતા; અને ઘણી મૂલ્યવાન વસ્તુઓ ભેટ ધરતા. આથી સોમનાથના ખજાનામાં મૂલ્યવાન અને પાણીદાર રત્નો ભેગાં થયાં હતાં. આ પ્રખ્યાત અને પ્રાચીન જાહોજલાલી-વાળા ભવ્ય શિવાલયનો મહમૂદે નાશ કર્યો.

## સોમનાથનો ઘેરો

મૂર્તિઓનો નાશ કરી હિન્દુઓને વટલાવી મુસલમાન કરવાના ઈરાદાથી તેણે આ સ્વારી સોમનાથ ઉપર કરી. મુલતાનને રસ્તે રણમાં થઈ ૩૫૦ ગાઉની કંટાળા ભરેલી મુસાફરી કરી તે પ્રભાસપાટણ ઈ. સ. ૧૦૨૪ માં આવી પહોંચ્યો.

રસ્તામાં અજમેરનો રાજા ધર્મગજ ચૌહાણુ તેની સામો થયો; પણ તે માર્યો ગયો. પછી મહમૂદ અણુહીલપૂર પર ધસી આવ્યો. ગુજરાતનો રાજા ભીમદેવ તેની સામો લઢવા માટે કંથકોટના કિલ્લામાં જઇ ભરાયો. એટલે મહમૂદને અણુહીલપૂર લૂંટવામાં કંઈ પણુ હરકત પડી નહિ. પછી તેણે સોમનાથને ઘેરો ઘાલ્યો. પહેલાં તો કાઠી રાજાઓએ અને કેટલાક રજપૂતોએ બે દિવસ સુધી બચાવ કર્યો અને ત્રીજે દીવસે ભીમદેવ પણુ આવી પહોંચ્યો એટલે બધાના પગમાં જોર આવ્યું. અને રજપૂતો અને અફઘાનો વચ્ચે ઘોર યુધ્ધ જામ્યું. આ વખતે મહમૂદ જાતે ઉભો રહી પોતાના લશ્કરને ઉશ્કેરતો હતો; એટલે અફ-ઘાનોએ એક્કી સામટો હુમલો કર્યો. રજપૂતો હાર્યા; અને ભીમદેવ નાસીને કંથકોટમાં ભરાઇ ગયો. ભીમદેવના નાસી જવાથી લોકો ગભરાયા ને દેવળમાં જઈ ભરાયા. મુસલમાનો નીસરણીઓ મૂકીને કિલ્લામાં દાખલ થઈ દેવળમાં ધસી આવ્યા અને બારણે બારણે મજબૂત ચોકી પહેરા મૂકી દીધા. પછી મહમૂદ પોતાના શાહુજાદાને લઈ થોડા સરદારો સાથે ગભારામાં દાખલ થયો. આ વખતે બ્રાહ્મણોએ પગે પડી ઘણા ઘણા કાલાવાલા કરી મૂર્તિને અખંડિત રાખવા સારૂ મહમૂદને બહુ વિનવ્યો. અને બદલામાં પુષ્કળ દ્રવ્ય આપવા માંડયું. પણ મહમૂદે કહ્યું કે મૂર્તિ વેચવા કરતાં ભાંગવી મને બહુ ગમે છે–એમ કહી તેણે મૂર્તિના ત્રણ કકડા કર્યા. તે વખતે મૂર્તિમાંથી ( તે પોકળ હોવાથી ) પુષ્કળ દોલત મળી આવી. એમ કહેવાય છે કે સોમનાથની સ્વારી વખતે તે જરજવાહિર ઉપરાંત બસો મણ સોનું અને બે હજાર મણ રૂપું ગિઝની લઈ ગયો. આ બધું દ્રવ્ય લઈ તે અણુહીલવાડ

આવ્યો. ત્યાં ચોમાસું પૂરૂં કરી તે રણના રસ્તે પાછો પોતાને દેશ જવા નીકળ્યો. પણ રસ્તો ભૂલવાથી તેમ જ પાણી ને ખોરાક ખુટી પડવાથી તેનું લશ્કર હેરાન હેરાન થઈ ગયું. સોમનાથની સ્વારીમાંથી તેને પુષ્કળ દ્રવ્ય મળ્યું, પણ હિન્દુઓને મુસલમાન બનાવવાની તેની ઇચ્છા બર ન આવી. તે અહીંથી જતાં કેટલાક કારીગરોને પણ સાથે લઈ ગયો. તેમની મદદથી તેણે ગિઝનીમાં કેટલાંક ભવ્ય અને રોનકદાર મકાનો બંધાવ્યાં. તેમાં એક નિમાઝ પઢવાની મસીદ હતી. તે એવી તો સુંદર હતી કે આસપાસના દેશોમાં એવું એકપણ મકાન નહોતું. અફઘાનો તેને “સ્વર્ગની કન્યા જેવું સુંદર” કહેતા. આ સુંદર મસીદના પગથીઆંમાં સોમેશ્વરની મૂર્તિના ત્રણ કકડા જડાવ્યા, કે જેથી તેની ધર્માંધતા સંતોષાય ! સુખડનાં કમાડ પણ તે ગિઝની લઈ ગયો હતો. હાલ એ કમાડ હાલહવાલ સ્થિતિમાં મોજુદ છે, અને યાત્રાળુઓને બતાવાય છે.

**શાહનામા**

મહમૂદે સત્તર સ્વારી હિન્દુસ્તાન પર કરી તેમાં લૂંટફાટ અને મૂર્તિખંડન જ કર્યું છે. અને પ્રદેશમાં તો ફક્ત પંજાબ પ્રાન્ત જ પોતાના તાબામાં રાખ્યો હતો. તે પોતાનાં પરાક્રમો માટે બહુ મગરૂર હતો. તેણે મોટા મોટા વિદ્વાનો અને કવિઓને બોલાવી પરાક્રમો વિષેનું એક કાવ્ય બનાવવા, અને તેની દરેક તુક માટે એક દિહરમ (તે નામનો સોનાનો સીકકો) આપવા કહ્યું. મહમૂદ જેવો સુલતાન સોનાના સિક્કાનું ઈનામ આપશે એવી આશાથી ફિર્દોસીએ એક ૬૦,૦૦૦ તુકનું કાવ્ય બનાવ્યું. તે “શાહનામા” એટલે બાદશાહોના પુસ્તક તરીકે પ્રખ્યાત છે.

અને દુનિયાનાં મોટાં કાવ્યોમાં તેની ગણના થાય છે. આ કવિને મહમૂદે સોનાના દિહરમને બદલે ચાંદીના આપ્યા. તે તેણે બીકના માર્યા તે વખતે તો લીધા પણ તે લઈ તે પોતાને દેશ ગયો. અને ત્યાંથી તે બધા સુલતાન ઉપર પાછા મોકલ્યા. અને સાથે કેટલીક કવિતા પણ મોકલી. તેમાં તેની ખુબ મજાક કરી બનાવ્યો. કારણ તે પરાક્રમી હતો પણ તે સાથે ઘણો કદ્રુપો હતો. તેને મોંઢે શીળીના ઉંડાં ચાઠાં હતાં. કવિતા વાંચી તે ઝંખવાણો પડયો અને ૬૦૦૦૦ સોનાના દિહરમ તેને મોકલાવ્યા. પણ અફસોસની વાત એ છે કે તે જોવા બિચારો ફિર્દોસી જીવતો નહોતો. એક દરવાજેથી દિહરમ લાદેલાં ઉંટ દાખલ થયાં અને તેજ વખતે બીજે દરવાજેથી તેના શબને દફનાવવા લઇ જતા હતા. પણ તેની છોકરીએ તે દિહરમ લીધા અને તેમાંથી પોતાના દેશને પીવાનું પાણી પૂરું પાડવા માટે એક ખાઈ ખોદાવી.

## મહમૂદનું મરણ

આ પરાક્રમી પણ ધર્માંધ સુલતાન મરણ પથારીએ સૂતો હતો ત્યારે તેણે જે દ્રવ્ય લૂંટીને ભેગું કર્યું હતું તે બધું પોતાની પાસે મંગાવ્યું. તે વખતે તેના મનમાં એવો વિચાર આવ્યો કે અરેરે, આ બધું મૂકીને મારે જવું પડશે; અને તે બીજાં માણસો ભોગવશે. આ વિચારે તે પુષ્કળ રડયો.

એક પ્રાચીન કવિ પોતાના એક ગુલીસ્તાન નામના કાવ્યમાં લખે છે કે મહમૂદના મરણ પછી સો વરસે તુર્કસ્તાનના એક બાદશાહને સ્વપ્ન આવ્યું. તેમાં મહમૂદનું બધું શરીર ખવાઈ જઇ માટીમાં મળી ગયું હતું; પણ તેની બે આંખો જાણે કંઇ

જોતી હોય તેમ જોયા કરતી હતી. બાદશાહે પોતાના દરબારના ડાહ્યા માણસો પાસે આ વાત કરી સ્વપ્નનો અર્થ શું હશે તે પૂછ્યું. પણ કોઈ કંઈજ જવાબ દઈ ન શકયા. પણ એક સંસારત્યાગ કરેલા ફકીરે તેનો જવાબ દીધો કે મહમૂદની અઢળક દોલત બીજાના હાથમાં ગઈ છે તેથી તેને ઘણીજ દિલગીરી થઈ છે અને એની આંખ હજી તે દોલત તરફ નજર કરવા તલસે છે.

## ૨
## શાહબુદ્દીન ઘોરી અને એ સમયના રજપૂતો

મહમૂદ ગિઝનીની સ્વારીથી સિંધ અને પંજાબ તેમના હાથમા આવ્યા હતા. અને ત્યાં તેમના નીમેલા સુબા રાજ્ય કરતા હતા. અફઘાનીસ્તાનમાં હીરાતના અગ્નિ કોણમાં ગોર પ્રાન્ત આવેલો છે. ગોર પ્રાન્તના વતની હોવાથી ત્યાંના સુલતાનો ઘોરી નામથી ઓળખાય છે. મહમૂદ ગિઝનીના પછી લગભગ બસેં વરસે શાહબુદ્દીન ઘોરી સુલતાન થયો. તેણે પણ મહમૂદ ગિઝનીની માફક હિન્દુસ્તાન ઉપર ઘણી સ્વારીઓ કરી. પહેલાં પંજાબ ને સિંધ જીતી લીધા; પણ તે એટલેથી અટકયો નહિ.

એણે હિન્દુસ્તાન ઉપર સ્વારીઓ કરી ત્યારે હિન્દુસ્તાનમાં દિલ્હીમાં અનંગપાળ તોમાર–તુંવાર, અજમેરમાં સોમેશ્વર ચૌહાણ, અને કનોજમાં વિજયપાળ રાઠોડ રાજ્ય કરતા હતા. આ સિવાય ચિતોડમાં રાણા સમરસિંહ અને આબુમાં (ચંદ્રાવતીમાં) તેજશ્રી પરમારનાં મુખ્ય રાજ્યો હતાં. આ રાજ્યો માંહોમાંહેના કુસંપથી લઢી નબળાં પડયાં અને તેનાં માઠાં પરિણામ તેમનેજ ભોગવવાં

પડયાં. શાહબુદ્દીન ઘોરી હિન્દુસ્તાનમાં મુસલમાની રાજ્ય સ્થાપવા માટે તલપી રહ્યો હતો. જો રજપૂતો એકત્ર બળથી દુશ્મન સામે થયા હોત તો તેઓને હઠાવી પાછા કાઢત. આ માંહોમાંહેની લડાઇનો દોષ ભોળા ભીમ પર છે. જો તેણે કુસંપ તજી સંપ કરી દુશ્મનો સામે કમર કસી હોત તો આખા હિન્દુસ્તાનની પાયમાલી થાત નહિ.

## કુસંપનું કારણ

ભોળા ભીમ અને પૃથ્વીરાજ વચ્ચે એક નજીવા કારણસર વેર બંધાયું. આ વખતે આબુમાં જેતસી પરમાર રાજ્ય કરતો હતો. તેને સલખ નામે કુમાર અને ઇચ્છિનકુમારી નામે ખુબસુરત કુંવરી હતી. કુંવરીનો વિવાહ સોમેશ્વર ચૌહાણના પુત્ર પૃથ્વીરાજ સાથે કર્યો હતો. તેના રૂપનાં વખાણ સાંભળીને ભોળા ભીમદેવે પોતાના એક સરદારને માગુ કરવા મોકલ્યો. તેજસી પરમારે તે સરદારને સારી પરોણાચાકરી કરી પાંચ દિવસ રાખ્યો અને સભ્યતાથી કહ્યું કે તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર સાથે થઈ ગયો છે તેથી તે તોડીને કન્યા બીજાને અપાય નહિ. સલખકુમારે પણ કહ્યું કે એ જૈનધર્મીને હું મારી બહેન પરણાવનાર નથી. આ ખબર પેલા માગું લઈ આવેલા માણસે અણહીલપુર જઈ કહી. ભોળાભીમને તો હાડોહાડ લાગી ગયું; અને પોતાનું લશ્કર ભેગું કરી તે ચંદ્રાવતી ઉપર ચઢી ગયો. જેતસી પરમારે કુંવરીને તેને સાસરે અજમેર મોકલી દીધી અને ભીમની સામે લઢવા માટે મદદ માગી. પૃથ્વીરાજ મોટું લશ્કર લઈ આબુરાજની મદદે આવ્યો. આ યુદ્ધમાં ભીમદેવનો જય થયો; પણ ભીમને કંઇ આબુનો પ્રદેશ જોઇતો નહોતો.

તેને તો રાજકુમારી જોઈતી હતી. પણ અગમ બુદ્ધિ વાપરી જેતસી પરમારે તેને અજમેર મોકલી હતી. એટલે તેણે અજમેર પર ચઢાઈ કરવાનો વિચાર કર્યો. કેટલાક ડાહ્યા સરદારોએ તેને સમજાવ્યો પણ તેણે કોઈનું માન્યું નહિ. તેને તો ચોહાણોએ આબુપતિને મદદ કરી તે માટે ચૌહાણો સામે વઢી ઇચ્છનકુમારીને લાવવી હતી. ભીમદેવ અજમેર આવ્યો તે જ અરસામાં મુસલમાનોએ પણ અજમેરની બીજી બાજુએ પડાવ નાખ્યો. આથી પૃથ્વીરાજને બે સાથે લડવાનો પ્રસંગ આવ્યો. શૂરા ચોહાણો તરફથી ચંદ બારોટે રાત્રે ઓચિંતો હલ્લો કર્યો. અને ભીમનું લશ્કર ભાગવા લાગ્યું. બીજી બાજુથી પૃથ્વીરાજે મુસલમાનોને પણ હરાવી હાંકી કહાડયા. આ લડાઈમાં પૃથ્વીરાજે ભીમદેવનો હાથ કાપી નાખ્યો હતો. ભીમદેવ આ હારથી ઘણો ચીડાયેલો હતો. તેવામાં તેના કાકા સારંગદેવ કોઈ કારણસર અણબનાવ થયેલો હોવાથી, પોતાના સાત પુત્રો સહિત તેની સામે બ્હારવટે નીકળ્યા અને પૃથ્વીરાજના બાપ સોમેશ્વરને આશરે જઇ રહ્યા; તેમાંના એકે એક વખત મૂછે તાર દીધો, તેથી ચોહાણનું અપમાન થયું સમજી સોમેશ્વરના ભાઈ કન્હ ચોહાણે તેનો હાથ કાપી નાખ્યો. તેના ભાઇઓ સામા થયા પણ બધા માર્યા ગયા. આ વાત ભીમદેવે જાણી એટલે બળતામાં ઘી હોમાયું. તે એક જબરૂં લશ્કર લઈ અજમેર ઉપર ચઢી આવ્યો. સોમેશ્વર ચોહાણ પણ ઘણા લડવૈયાઓ લઇ સામો થયો; પણ તેમાં ચોહાણોની સખત હાર થઈ. સોમેશ્વર મરાયો. આ વખતે પૃથ્વીરાજ પોતાની માના બાપ અનંગપાળની ગાદીના વારસ તરીકે દિલ્હીમાં હતો.

## પૃથ્વીરાજ

દિલ્હીના તુમાર રાજા અનંગપાળને બે દિકરી હતી. મોટી કમળાદેવી અજમેરના સોમેશ્વર ચૌહાણ વેરે અને નાની રૂપસુંદરીને કનોજના વિજયપાળ વેરે દીધી હતી. કમળાદેવીને પેટે પૃથ્વીરાજનો અને રૂપસુંદરીને પેટે જયચંદનો જન્મ થયો. પૃથ્વીરાજ નાનપણથી જ અનંગપાળના દરબારમાં ઉછરી મોટો થયો હતો. તે ઘણો બળવાન, શૂરો, શબ્દવેધી તીરંદાજ, ઘોડે બેસવામાં અને તરવારના પટા ખેલવામાં એકકો હતો. વળી તે સુંદર, હસમુખો, ચપલ અને આનંદી હતો. જયચંદ તેનાથી મોટો હતો પણ તેના જેવો બહાદુર અને હોશિયાર નહોતો; એટલે સ્વાભાવિક રીતે જ અનંગપાળનું મન આ નાનકડા દૌહિત્રે જીતી લીધું હતું. પૃથ્વીરાજ ચૌહાણોને અને તુંવારોને આંખની કીકી સમાન વહાલો હતો. અનંગપાળને પુત્ર હોત તો દિલ્હીની ગાદીએ બેસત; પણ તેને પુત્ર ન હોવાથી તેણે પોતાના વહાલા દૌહિત્ર પૃથ્વીરાજને પોતાની ગાદીએ બેસાડયો. અને પોતે બદ્રિકાશ્રમ તપ કરવા ચાલ્યો ગયો. આથી જયચંદને પૃથ્વીરાજની અદેખાઇ થઇ.

## બાપનું વેર

અજમેર પર ભોળો ભીમ ચઢી આવ્યો તે વખતે પૃથ્વીરાજ અજમેરમાં નહોતો અને ભીમ સાથેની લડાઈમાં સોમેશ્વર માર્યો ગયો. પિતાના મરણના સમાચાર મળવાથી પૃથ્વીરાજ ઘણો દિલગીર થયો અને ક્રોધે ભરાયો. બાપનું વેર લીધા સિવાય પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી અને બાર દિવસ

સુધી જમીન પર સુઇ રહ્યો. સોમેશ્વરની ઉત્તર ક્રિયા કરી એક જબરૂં લશ્કર લઈ તે ગુજરાત ઉપર ચઢ્યો. આ ખબર મળતાં ભીમદેવે પણ પોતાના સામંતો અને ખંડીઆ રાજાઓને એકઠા કરી લઢાઈની જબરી તૈયારી કરી. શત્રુની રાજધાની થોડે દૂર રહી એટલે પૃથ્વીરાજે ચંદ બારોટને નીસરણી, દીવો, અંકુશ, જાળ, કોદાળી, અને ત્રિશૂળ આપી ભીમ પાસે મોકલ્યો. આવો વિચિત્ર વેશ જોઇ ભીમે તે ચીજો લાવવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં ચંદે કહ્યું કે પૃથ્વીરાજનો એવો હુકમ છે કે જો તમે આકાશમાં ભાગશો તો નીસરણી પર ચઢી પકડી પાડશું, અંધારામાં છુપાઇ જશો તો દીવાથી શોધી કાઢશું, સમુદ્રમાં ભરાશો તો જાળથી પકડશું, જમીનમાં ઘુસી જશો તો કોદાળીથી ખોદી કાઢી અંકુશ વડે તમને તાબે કરી ત્રિશૂળથી મારશું. આથી ભીમે આવેશમાં આવી જવાબ દીધો કે જા, તારા રાજાને કહે કે હું ડરતો નથી. ત્યાર પછી ચાલુકયો અને ચૌહાણો વચ્ચે ઘોર યુદ્ધ જામ્યું અને ભીમદેવ હારી નાશી ગયો. પૃથ્વીરાજ જીત મેળવી દિલ્હી ગયો.

## થાણેશ્વરનું યુદ્ધ

પૃથ્વીરાજ ગુજરાતમાંથી આવ્યો અને દિલ્હીની ગાદીએ બેઠો કે તરત જ શાહબુદ્દીન ઘોરી મોટું લશ્કર લઇ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો; અને દિલ્હીની ઉત્તરે આવેલા થાણેશ્વરના વિશાળ મેદાનમાં હિન્દુ મુસલમાન લશ્કરનો ભેટો થયો. તેમાં પૃથ્વીરાજની સરદારી નીચે રજપૂત શૂરવીરોએ શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો અને અફઘાનોને નસાડી મૂકયા. આ લડાઈ

આશરે સાતસો વર્ષ ઉપર થઈ. તેમાં ઘણા અફઘાનો માર્યા ગયા. શાહબુદ્દીન ઘોરી પણ સખ્ત ઘાયલ થયો; અને બચ્યા તેટલા માણસો લઇ તે માંડ માંડ સિંધુ નદી ઉતરી પોતાને દેશ પાછો ગયો.

આ બનાવ પછી અનેક કારણોથી હિન્દુ રાજ્યો માંહોમાંહે લઢી નબળાં પડી ગયાં હતાં.

## પૃથ્વીરાજ અને જયચંદ

પૃથ્વીરાજ અને જયચંદ મસીઆઇ ભાઇ થતા હતા. અનંગપાળે જયચંદને રાજ્ય નહિ આપતાં પૃથ્વીરાજને આપ્યું તેથી જયચંદ તેની ઉપર બળી તો રહ્યો જ હતો; અને પૃથ્વીરાજના ઉપરાઉપરી વિજયો અને બાપનું અને આજાનું (માના બાપનું) રાજ્ય ભેગું થવાથી મળેલી જાહોજલાલી તેનાથી જોઈ શકાઈ નહિ. તેણે રજપૂત સરદારોને જાહેર કર્યું કે ખરો રાજા પૃથ્વીરાજ નથી પણ હું છું. પ્રાચીન કાળમાં જેમ ક્ષત્રિયો રાજસૂય નામનો યજ્ઞ કરતા હતા તેમ તેણે યજ્ઞ કર્યો. આ યજ્ઞ ચક્રવર્તી રાજા જ કરી શકે કારણ કે યજ્ઞને લગતાં બધાં કામો રાજાઓને હાથે જ કરાવવાનાં હોય છે. આ યજ્ઞ યુધિષ્ઠિરે કર્યો હતો. આ યજ્ઞમાં તેણે હિંદુસ્તાનના બધા સરદારો અને રાજાઓને બોલાવ્યા અને તેમને યજ્ઞને લગતાં જુદાં જુદાં સેવાનાં કામો સોંપ્યાં. આમાં તેણે પૃથ્વીરાજને પણ બોલાવ્યો હતો, પણ તેણે જયચંદનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નહિ અને તે ત્યાં રાજા તરીકે આવ્યો પણ નહિ. એટલે તેણે દ્વારપાળના મુકરર કરેલા કામપર પૃથ્વીરાજનું પુતળું કરીને મૂક્યું.

## સંયુક્તા સ્વયંવર

જયચંદને સંયુક્તા નામે એક ઘણી ખુબસુરત કન્યા હતી. "તે ઉંચા કદની, રૂપાળી અને મધુર કાન્તિવાળી હતી. તેના લાંબા ને ભરાવદાર ચોટલામાં સુંદર આસમાની રંગની છાંટ હતી. તેનાં વિશાળ નેત્રો સફેદ કમળ પર ફરતા કાળા ભમરા જેવાં હતાં." સંયુક્તાની સુંદરતાની આવી બધી વાતો પૃથ્વીરાજ પોતાના દરબારમાં ચંદ બારોટના મોંઢેથી સાંભળતો. આથી તેને સંયુક્તા ઉપર પ્રેમ વધ્યો. તેમજ સંયુક્તા પણ તેની ખ્યાતિ સાંભળી તેના સિવાય બીજાને વરવું નહિ તેવા નિશ્ચય પર આવી. જો કે તેઓ પરસ્પર એક બીજાનાં સગાં થતાં હતાં તોપણ તેઓએ એક બીજાને જોયાં નહોતાં.

પૃથ્વીરાજ પાસે તેની એક ઘરડી દાસી હતી. તેણે તેને નાનપણથી ઉછેર્યો હતો. તે પોતાની બધી છુપી વાત તે દાસીને કરતો. આ બાબતમાં પણ તેણે દાસીને પોતાના બધા વિચારો જણાવ્યા. તે સંયુક્તાને ચાહતો હતો. પણ જયચંદને અને તેને તો વેર હતું. આ સ્થિતિમાં શું કરવું તે કંઈ તેને સુઝતું નહોતું. તેની તે ઘરડી દાસીએ પહેલાં જયચંદની રાણીની નોકરી કરી હતી, તેથી તે કનોજના દરબારમાં ગઈ અને સંયુક્તાની સેવા કરવાના કામમાં જોડાઇ ગઈ. ત્યાં તેણે પૃથ્વીરાજની અને તેના પ્રેમની બધી વાત કુંવરીને કહી અને એક હાથીદાંત પર ચિતરેલી સુંદર છબી તેને આપી. સંયુક્તા તો પહેલેથી જ તેના પરાક્રમો ઉપર ફિદા હતી. એટલે તેણે નિશ્ચય કર્યો કે પરણવું તો પૃથ્વીરાજને જ, બીજાને નહિ.

પેલી દાસી ત્યાંથી પાછી ફરી અને પૃથ્વીરાજને બધી વાતથી વાકેફ કર્યો.

હવે તે દરમ્યાન જયચંદનો તેની ઉપર હુકમ આવ્યો કે તમારે રાજસૂય યજ્ઞમાં આવવું અને મારા દ્વારપાળ તરીકે સેવા ઉઠાવવી. આ જુવાન કુલાભિમાની રાજાને તો આ સાંભળી ઘણો ક્રોધ વ્યાપ્યો. તે કંઈ જયચંદનું ઉપરીપણું સ્વીકારતો નહોતો, તો પછી તેની સેવા તો શાની જ કરે? અને તેમાંય તે દ્વારપાળનું હલકટ કામ કે જે હંમેશાં હલકી જાતના જ કરે તે તો શાનું જ કબુલ કરે! તેમ છતાં જો તેને પરોણા તરીકે બોલાવ્યો હોત તો તે જાત. પણ હવે અપમાન સમજી ન ગયો.

રાજસૂય યજ્ઞ અને સ્વયંવરના બેવડા પ્રસંગને લીધે અનેક રાજાઓ ભેગા થયા હતા. દરેકના મનમાં એમ હતું કે કુંવરી મને પરણશે. કનોજનો વિશાળ દરબાર ખીચોખીચ ભરાયો અને દરેક રાજાઓ માટે બેઠકો મુકરર કરવામાં આવી. પૃથ્વીરાજ ન આવવાથી તેનું સોનાનું પુતળું દ્વારપાળની જગા ઉપર મૂકયું અને એને 'પૃથ્વીરાજ' એવું નામ આપ્યું. આથી બધા રાજાઓને હસવું આવ્યું. પણ તેઓ જાણતા હતા કે 'પૃથ્વીરાજ આ અપમાનનો બદલો લીધા વગર રહેવાનો નથી.

પૃથ્વીરાજ પોતાના ચુંટી કાઢેલા સો બહાદુર શૂરવીરો સાથે વેશ બદલી રાજદરબાર બહાર ભિખારીના વેશમાં આવ્યો હતો, તેની જયચંદને ખબર નહોતી. તેઓએ શસ્ત્રો કપડાં નીચે સંતાડયાં હતાં અને ઘોડાઓ પાસેના જંગલમાં હતા.

વખત થતાં રાજકન્યા વરમાળા લઈ પોતાની જાતે વર પસંદ કરવા આવી. પિતાએ તેના હાથમાં કુસુમમાળા આપી કહ્યું કે, " જે રાજકુમારને તું વર તરીકે પસંદ કરતી હોય તેને તું આ વરમાળા પહેરાવ." અનેક સરદારો અને રાજાઓ હારબંધ બેઠા હતા તે બધા વચ્ચેથી તે છેક દરવાજા પાસે આવી અને પૃથ્વીરાજના પુતળાને વરમાળા પહેરાવી. આ પ્રમાણે તેણે વરમાળા પહેરાવી કે તુરત જ છુપા વેશમાં પાસે જ ઉભેલો પૃથ્વી-રાજ એકદમ આવ્યો ને કુંવરીને પોતાની બાથમાં લઇ તે શહેર બહાર નીકળી ગયો; અને તૈયાર રાખેલા ઘોડા ઉપર બેસાડી દિલ્હી તરફ ઘોડો દોડાવી મૂકયો. તેના સો શૂરવીરો તેની સાથે જ હતા. આ બધું કામ એટલી બધી ઝડપથી થયું કે તુરતાતુરત જયચંદને ખબર પણ પડી નહિ. તેને ખબર પડતાં તુરત જ તે સૈન્ય સાથે તેઓની પૂઠે પડયો. ચંદ બારોટ કહે છે કે ચોહાણો અને રાઠોડો વચ્ચે પાંચ દિવસ સુધી લડાઈ જારી રહી. અનેક શૂરવીરો માર્યા ગયા. પણ પૃથ્વીરાજને સંયુક્તા દિલ્હી સહીસલામત પહોંચી ગયાં, અને ત્યાં પૃથ્વીરાજ ઘણા ઠાઠથી સંયુક્તાને પરણ્યો.

## શાહબુદ્દીન ઘોરીની ચઢાઈ

ત્યાર પછી પૃથ્વીરાજે સંયુક્તા સાથે બારેક માસ મોજ-શોખમાં ગુજાર્યા. તેમાં તેણે રાજ્ય તરફ કંઈ લક્ષ આપ્યું નહિ. જયચંદની કન્યાનું હરણ કરવાથી જયચંદ તેની ઉપર બળી રહ્યો હતો. તેણે જાણ્યું કે બળ વાપરી પૃથ્વીરાજને હું હરાવી શકીશ નહિ. તેથી તેણે ક્રોધથી બળી રહેલા પોતાના હૃદયને

હારવા માટે એક અતિ નીચ, હલકું અને શૂરને ન શોભે તેવું કામ કર્યું. તેણે એક કાગળ લખીને શાહબુદ્દીન ઘોરીને દિલ્હીપર એકવાર ફરીથી હલ્લો કરવા બોલાવ્યો. તે દરમ્યાન અફઘાનીસ્તાનમાં શાહબુદ્દીન પણ કંઈ બેસી રહ્યો નહોતો. ગયે વરસે જ થયેલા થાણેશ્વરના યુદ્ધમાં જે સરદારો નાસી આવ્યા હતા તે બધાને તેણે શિક્ષા કરી. તે લોકોની ગરદન આસપાસ દોરી વડે તોબરા બાંધી તેમાંથી ખાવાનો હુકમ કર્યો. આથી સરદારોને ઘણી શરમ આવી. અને તેઓ પોતાનું શૂરત્વ બતાવવા તૈયાર થઈ ગયા. લડવાની તૈયારી બરાબર થઈ રહી એટલે તે ૧,૨૦,૦૦૦ અફઘાનોનું જબરૂં લશ્કર લઈ દિલ્હી ઉપર ચઢી આવ્યો. પહેલાંની માફક પૃથ્વીરાજ પણ ચોહાણોને લઇ તેને આવકાર આપવા ગયો. તેને મદદ કરવા ઘણા સરદારો અને રજપૂત રાજાઓ પોતપોતાનાં લશ્કર લઇ આવ્યા હતા. પણ જયચંદ પોતાના રાઠોડ યોદ્ધાઓ લઈ દૂર રહ્યો હતો. તેમજ જયચંદના મળતીઆ રાજાઓ પણ આ લડાઈમાં ઉતર્યા નહોતા. પૃથ્વીરાજ અને શાહબુદ્દીન વચ્ચે ભારે સંગ્રામ થયો. પહેલાં તો મુસલમાન લશ્કરે નાસી જતું હોય તેવો ડોળ કર્યો, પણ હરોળમાં ભંગાણ પડવા દીધું નહોતું. રજપૂતો મુસલમાનોની પાછળ પડયા; અને મુસલમાનોએ ભાગવાનો દેખાવ કર્યો. પણ ખરી રીતે તેમ નહોતું. ફક્ત રજપૂતોને ભૂલાવામાં નાખવાની બાજી જ હતી. અને થયું પણ તેમજ. રજપૂતોએ જાણ્યું કે હવે મુસલમાનો પાછા આવશે નહિ એટલે તેઓ મંદ પડયા. તુરત જ શાહબુદ્દીન લશ્કર સાથે પાછો ફર્યો; અને એકદમ રજપૂતો ઉપર તૂટી પડયો. આમાં પૃથ્વીરાજ

મરાયો,* અને લશ્કરમાં ભંગાણ પડયું. તેના બધા શૂરવીરો માર્યા ગયા.

ચંદ કવિ કહે છે કે આ સમાચાર દિલ્હી પહોંચ્યા ત્યારે સંયુક્તા તેમજ બીજી રાણીઓ અને રજપૂતાણીઓ ચિતા ખડકી બળી મુઈ. અફઘાનોએ દિલ્હી અને અજમેર બંને રાજ્યો જીતી લીધાં અને અઢળક લૂંટ લઈ તેઓ અફઘાનિસ્તાન પાછા ફર્યા. આ ખબર જયચંદને મળવાથી તે ઘણો ખુશ થયો; પણ તેનો આનંદ લાંબો ટકયો નહિ. બીજે જ વરસે ઘોરી શાહ કનોજ ઉપર પણ ચઢી આવ્યો. જયચંદની વ્હારે ધાનાર દિલ્હી ને અજમેરમાં હવે શૂરવીરો રહ્યા નહોતા. જયચંદ એકલાથી અફઘાનો સામે ટકી શકાય તેમ નહોતું; છતાં તે લશ્કર લઇ સામો ગયો. તે પણ પૃથ્વીરાજની માફક હાર્યો ને મરાયો. શાહબુદ્દીને બનારસ અને કનોજ લૂંટી લીધાં, અનેક હિન્દુ

---

* પૃથ્વીરાજના સંબંધમાં બીજી એક દંતકથા એવી ચાલે છે કે પૃથ્વીરાજને જીવતો પકડી શાહબુદ્દીન ગિઝની લઈ ગયો. ત્યાં તેની આંખો ફોડી નાંખીને કેદ કર્યો. આ વખતની લડાઇમાં ચંદ કવિ હાજર નહોતો. જ્યારે તે દિલ્હી આવ્યો, ત્યારે તો બધું ખેદાન થઇ ગયું હતું. ચંદ કવિ તે પૃથ્વીરાજનો દિલોજાન દોસ્ત હતો. પોતાના અન્નદાતા અને મિત્રની બુરી દશા જાણી તે ગિઝની ગયો, અને ત્યાં પોતાની ભાટની રીત પ્રમાણે શાહબુદ્દીનનાં વખાણ કરી શબ્દવેધી બાણ મારવાનાં વખાણ કર્યા. વળી પૃથ્વીરાજ શબ્દવેધી બાણ મારી શકે છે એવું જણાવી તે પ્રયોગ જોવા માટે આગ્રહ કર્યો. શાહબુદ્દીને તેને માટે વ્યવસ્થા કરી. અને બધા દરબારીઓ તે જોવા માટે ભેગા થયા. ત્યાં શબ્દવેધી બાણથી પૃથ્વીરાજે શાહબુદ્દીનનો જીવ લીધો. મુસલમ નો હવે મારી નાંખશે એમ ધારી ચંદ બારોટ અને પૃથ્વીરાજ પરસ્પર કટાર ખાઇ મુઆ.

દેવળોનો નાશ કર્યો, અને અખૂટ ખજાનો એકઠો કર્યો. સોના રૂપાના ઢગલાથી ચાર હજાર ઊંટ લાદીને અફઘાનીસ્તાન લઈ ગયો.

આવી રીતે રજપૂત રાજ્યોનો અંત આવ્યો. આશરે ઇ. સ. ૧૨૦૦ પછી એક પછી એક બધાં રજપૂત રાજ્યો મુસલમાનોએ જીતી લીધાં. જો રજપૂતોએ સંપ રાખ્યો હોત તો હિન્દુસ્તાનની બુરી દશા ન થાત. પણ મોજશોખ ને કુસંપે હિન્દુસ્તાનનું સત્યાનાશ વાળ્યું.

આ લડાઇના અંતે દિલ્હી, અજમેર, કનોજ, અને કાશી મુસલમાનોના હાથમાં ગયાં. ઘોરી શાહ લૂંટનું ધન એકઠું કરી કુત્બુદ્દીન નામના સરદારને તે બધો મુલક સોંપી સ્વદેશ પાછો ગયો. ઇ. સ. ૧૨૦૬ માં શાહબુદ્દીન ઘોરીના મરણ પછી એ કુત્બુદ્દીન ઉત્તર હિન્દનો સ્વતંત્ર બાદશાહ બન્યો.

આ પ્રમાણે હિન્દુસ્તાનમાં મુસલમાની રાજ્ય ૧૩ મા સૈકામાં સ્થપાયું. અદેખાઇ અને કુસંપને લીધે જ રજપૂતોનું શૂરાતન વ્યર્થ નીવડયું અને તેઓ મુસલમાનથી પરાજય પામ્યા.

૩

## ગુલામ વંશ–ઈ. સ. ૧૨૦૬થી ૧૨૯૦

ગુલામ વંશના નવ રાજાઓ અને એક રાણી મળી દશ રાજાઓ થયા, જેમાંના છ રાજાઓનો ઇતિહાસ જાણવા જેવો છે.

(૧) કુત્બુદ્દીને ઈ. સ. ૧૨૦૬થી ૧૨૧૦ સુધી રાજ્ય કર્યું. એ નાનપણમાં ગુલામ હતો તેથી એના વંશના રાજાઓ

ગુલામ વંશના કહેવાયા. તે બહાદુર લડવૈયો તથા કાબેલ સરદાર હતો. હિન્દુઓ તરફ તે ઘાતકી રીતે વર્ત્યો હતો. તેણે દિલ્હી પાસે પોતાના નામથી કુતુબમિનારો બંધાવ્યો હતો. આ મિનારો દુનિયામાં સૌથી ઉંચો છે. તેની ઉંચાઈ ૨૫૦ ફુટની છે.

(૨) અલ્તમશે ઇ. સ. ૧૨૧૦ થી ૧૨૩૬ સુધી રાજ્ય કર્યું. આ રાજા આ વંશમાં સૌથી સમર્થ થઈ ગયો. અલ્તમશે ગ્વાલિયર અને માળવાના રજપૂતો સાથે ૭ વર્ષ લડાઇ કરી તેમને વશ કર્યા હતા.

(૩) રજીયા બેગમ ઈ. સ. ૧૨૩૬ થી ૧૨૩૯ સુધી દિલ્હીની ગાદીએ હતી. તે બહુ બહાદુર, ભણેલી અને ઉદ્યોગી હતી. બુરખો રાખ્યા વિના મરદાની પોષાક પહેરી ખુલ્લા દરબારમાં બેસી રાજ્યકારભાર ચલાવતી હતી. પોતાના એક હબસી ગુલામપર તેની મહેરબાની થવાથી તેના સરદારો તેની સામા થયા. અને અંતે રજીયા બેગમ બળવામાં ખતમ થઈ. દિલ્હીની ગાદીએ માત્ર આ એક જ સ્ત્રીએ રાજા તરીકે રાજ્ય કર્યું છે.

(૪) નાઝિરૂદ્દીન ઈ. સ. ૧૨૪૬ થી ૧૨૬૬. આ ભલો રાજા રાજકાજનો બોજો વઝીરને માથે મૂકી ફકીરની ધાર્મિક જીંદગી ગુજારતા હતો. નાઝિરૂદ્દીન ઘણો સાદો હતો. તેને એક જ સ્ત્રી હતી. પોતાના હાથે કુરાનની નકલો લખી, તેમાંથી જે કાંઇ મળતું તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતો હતો.

(૫) બલબન ઇ. સ. ૧૨૬૬થી ૧૨૮૭. નાઝિરૂદ્દીન અપુત્ર મરણ પામવાથી તેનો વઝીર બલબન નામ ધારણ કરી ગાદીએ બેઠો. હિંદુઓ તરફ તે ઘાતકી રીતે વર્તતો હતો. મેવાડ ઉપર સ્વારી કરીને એક લાખ માણસને ઘણી ક્રૂરતાથી એણે મારી નાખ્યા હતા. આ બાદશાહ ઘાતકી છતાં ઘણો ઉદાર અને બુદ્ધિશાળી હતો. બલબન પુત્રશોકથી ૮૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર કૈકુબાદ ગાદીએ આવ્યો.

(૬) કૈકુબાદ ઇ. સ. ૧૨૮૭થી ૧૨૯૦. આ બાદશાહ બદફેલીમાં પડયો રહેતો હતો. તેથી તેનો વઝીર જલાલુદ્દીન તેને મારી નાખી પોતે બાદશાહ થયો. એ જલાલુદ્દીન ખીલજી વંશનો હોવાથી તેના વંશના બાદશાહ ખીલજી કહેવાયા.

## ૪

## ખીલજી વંશ–ઈ. સ. ૧૨૯૦થી ૧૩૨૦

(૧) જલાલુદ્દીન ઈ. સ. ૧૨૯૦થી ૧૨૯૫. આ બાદશાહ પોતાની ૭૦ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો હતો. તે ઘણો ભલો અને દયાળુ હતો. તેના વખતમાં તેના ભત્રીજા અલાઉદ્દીને દક્ષિણમાં સ્વારી કરી અને દેવગિરિના રાજા રામદેવને હરાવી, કેટલોક મુલક સર કરી, પુષ્કળ દોલત લૂંટીને દિલ્હી તરફ પાછો ફર્યો. એ અલાઉદ્દીને બુઢ્ઢા બાદશાહને ભેટતી વખતે છાતીમાં કટાર ખોસી મારી નાખ્યો. ત્યારબાદ જલાલુદ્દીનના બીજા બે છોકરાને મારી નંખાવી પોતે બાદશાહ બન્યો.

(૨) અલાઉદ્દીન ઇ. સ. ૧૨૯૫ થી ૧૩૧૫. આ બાદશાહ આખા ખીલજી વંશમાં સૌથી બળવાન હતો. પણ તે બહુ ઘાતકી હોવાથી ખુની તરીકે ઓળખાય છે. ગુજરાતના રાજા કરણઘેલાને હરાવી એણે ગુજરાત જીતી લીધું હતું. ત્યાર પછી તેણે ચિતોડગઢ ઉપર સ્વારી કરી હતી; પણ ચિતોડ જીતાયું ન હતું. એના વખતમાં એના સરદાર કાપુરે બાદશાહની આણ દક્ષિણ હિંદમાં ફેરવી હતી. એ કાપુરે પાછળથી બાદશાહને ઝેર દઈ મારી નાંખ્યો. અને બાદશાહના બે પુત્રોની આંખો ફોડી નંખાવી. પરંતુ બાદશાહના ઉમરાવોએ એ કાપુરને મારી નાંખી ત્રીજા પુત્ર મુબારકને ગાદીએ બેસાડયો.

(૩) મુબારક ઈ. સ. ૧૩૧૫ થી ૧૩૨૦. આ બાદશાહ ઘણો દુષ્ટ હતો. તેણે દક્ષિણના રાજા હરપાળની જીવતાં ચામડી ઉતરાવી નખાવી હતી. એના વઝીર ખુશરૂખાને રાજ્યલોભથી બાદશાહને તથા ખીલજી વંશના તમામ માણસોને મારી નખાવ્યા, અને પોતે ઈ. સ. ૧૩૨૦ માં ગાદીએ ચડી બેઠો. પરંતુ મુસલમાનો તેની સામા થયા; અને પંજાબનો સુબો ગ્યાસુદ્દીન તઘલખ ચડી આવ્યો. તેણે ખુશરૂને હરાવી મારી નાખ્યો અને પોતે ગાદીએ બેઠો.

માણસ સ્વાર્થ અને લોભને લીધે ગમે તેવાં નીચ કૃત્યો કરે છે પણ તેનો બદલો પરમેશ્વર તેને આપ્યા વિના રહેતો નથી. આ અચૂક ન્યાય ખીલજી વંશના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે. દરેક બાદશાહે ખુન કરી રાજ્ય મેળવ્યું પણ તે દરેકનું ખુન થઈ તેના હાથમાંથી રાજ્ય ગયું.

## ૫

# તઘલખ, સૈયદ, અને લોદી વંશો

## (૧૩૨૦–૧૪૧૪–૧૪૫૦–૧૫૨૬)

### તઘલખ વંશ. ઈ. સ. ૧૩૨૦ થી ૧૪૧૪

(૧) ગ્યાસુદ્દીન ઈ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫. આ બાદશાહના વખતમાં રાજ્યની વ્યવસ્થા ઘણી સારી હતી. તેના દીકરા જુમાખાને તૈલંગણ ઉપર સ્વારી કરી વરંગુળ જીત્યું. ત્યારપછી લાકડાનો માંડવો તૂટી પડવાથી ગ્યાસુદ્દીન ચગદાઇને મરણ પામ્યો.

(૨) મુહમ્મદ ઈ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧. આ બાદશાહ ઘણો બુદ્ધિશાળી અને દ્રઢ વિચારનો હતો. પરંતુ તે બહુ મમતી હોવાથી તેનામાં એક પ્રકારની ગાંડાઈ હતી. તેણે રાજ્ય વધારવાના ગાંડા ગાંડા વિચારો કરી ઘણા માણસોનો નકામો નાશ કર્યો. તે જાતે દારૂના વ્યસનમાંથી મુક્ત હતો. તેના ગાંડાં અને જુલ્મી કૃત્યોને લીધે પાદશાહત નબળી પડી જવાથી ઘણાં રાજ્યો સ્વતંત્ર થઈ ગયાં. જ્યારે તે મરણ પામ્યો ત્યારે અયોધ્યા, ગુજરાત, અને સિંધમાં બળવા થયા હતા; અને તે પહેલાં બંગાળા તેમજ દક્ષિણ સ્વતંત્ર થયાં હતાં.

(૩) ફીરોઝશાહ ઈ. સ. ૧૩૫૧ થી ૧૩૮૮. આ બાદશાહે લોકો ઉપરના જુલમી કરો કાઢી નાંખ્યા; અને લોકોપયોગી ઘણાં કામો કર્યાં. એના મરણ પછી એની પછીના રાજાઓથી અયોધ્યા, માળવા, અને ગુજરાતના પ્રાંતો જળવાયા નહિ તેથી તે

બધા એક પછી એક સ્વતંત્ર થયા. આ વંશનો છેલ્લો પાદશાહ મહમૂદ તઘલખ હતો.

(૪) મહમૂદ ઈ. સ. ૧૩૯૪ થી ૧૪૧૪. આ બાદશાહના તાબામાં ફક્ત દિલ્હી જ રહ્યું હતું અને રાજ્યમાં ચારે તરફ અંધેર વ્યાપી રહ્યું હતું. તેના વખતમાં મધ્ય એશિયામાંથી આવી લંગડા તૈમુરે હિન્દુસ્તાન ઉપર ચડાઇ કરી. તે જ્યાં ગયો ત્યાં લૂંટફાટ ને કતલ કરતો ગયો. તૈમુર દિલ્હીમાં આવ્યો ત્યારે મહમૂદ ગુજરાતમાં નાસી ગયો હતો. તૈમુરે દિલ્હી લૂંટયું, અને અઢળક ધન લઈ પાછો ફર્યો. એના ગયા પછી મહમૂદે પાછા આવી લગભગ બાર વર્ષ રાજ્ય કર્યું. એટલામાં પંજાબના સૂબા ખીજરખાંએ દિલ્હી ઉપર સ્વારી કરી મહમૂદને હરાવી તઘલખ વંશનો અંત આણ્યો અને પોતે ગાદીએ બેઠો.

## સૈયદ વંશ, ઈ. સ. ૧૪૧૪ થી ૧૪૫૦

ઇ. સ. ૧૪૧૪ માં પંજાબના સૂબા ખીજરખાંએ દિલ્હી જીતી સૈયદ વંશ સ્થાપ્યો. એ વંશના ચારે રાજા ઘણા નબળા હતા. ઈ. સ. ૧૪૫૦ માં લાહોરના સૂબા બહિલોલ લોદીએ એ વંશનો અંત આણ્યો.

## લોદી વંશ ઇ. સ. ૧૪૫૦ થી ૧૫૨૬

બહિલોલ લોદીએ જુવાનપુરનું રાજ્ય જીતી લીધું અને રાજ્યનો થોડો વિસ્તાર વધાર્યો. તે ઈ. સ. ૧૪૮૮ માં મરી ગયો. તેના પછી તેનો પુત્ર સિકંદર લોદી ગાદીએ બેઠો. સિકંદર લોદીએ પોતાના વખતમાં બિહાર પ્રાંત જીત્યો. હિન્દુઓ પ્રતિ તે બહુ

ઘાતકી રીતે વર્ત્યો. તેણે ઘણાં દહેરાં અને મૂર્તિઓનો નાશ કર્યો. તે ઈ. સ. ૧૫૧૭ માં મરી ગયો. તેની પછી તેનો પુત્ર ઈબ્રાહીમ લોદી ગાદીએ આવ્યો. અમીરો સાથે એને અણબનાવ થઇ જવાથી તેઓ વારંવાર બંડ કરતા. અને બાદશાહ પણ તેમને ઘણી નિર્દય શિક્ષા કરતો. છેવટે પંજાબના સૂબા દોલતખાન લોદીએ દિલ્હી જીતવા કાબુલના બાદશાહ બાબરને કહેણ મોકલ્યું. હિન્દુસ્તાન પર ચડાઇ કરવાની મળેલી આ તકનો બાબરે ખુશીથી લાભ લીધો. બાબર હિન્દ પર ઈ. સ. ૧૫૨૬માં ચડી આવ્યો અને ઈબ્રાહીમ લોદીને પાણીપતના મેદાનમાં હરાવી દિલ્હીનો કબજો લીધો. એ રીતે મુગલાઇ રાજ્યની હિન્દમાં સ્થાપના થઈ.



# ભાગ—૨ જો

# મુગલ વંશનો ઇતિહાસ

## પ્રકરણ—૧ લું

## મુગલ સામ્રાજ્યની સ્થાપના

### બાબર, હુમાયું, અને સુરવંશના બાદશાહો

૧

### બાબર

#### બાબર આવ્યા પહેલાંની હિન્દની રાજકીય સ્થિતિ

હિન્દના પાટનગર દિલ્હીમાં પાદશાહી ભોગવનારા પઠાણ સુલતાનોનો તપતો સૂર્ય તઘલખ ગાંડાના વખતમાં ઝાંખો પડવા લાગ્યો. એના વખતમાં દક્ષિણનો મોટો ભાગ બ્રાહ્મણી વંશના મુસલમાન સૂબાઓ પચાવી પડયા અને દિલ્હીના સુલતાનથી સ્વતંત્રપણે રાજકારભાર ચલાવતા થઈ ગયા. મુહમ્મદ ગાંડા પછી ફિરોઝશાહ આવ્યો. એના વખતમાં પણ એના નમ્ર સ્વભાવનો લાભ લઈ બંગાળાનો સૂબો સ્વતંત્ર થઇ ગયો. ફિરોઝશાહ પછી મહમૂદ ૨ જો—તઘલખવંશનો છેલ્લો નામનો પાદશાહ—ગાદીએ આવ્યો. એના વખતમાં તો દિલ્હીના રાજ્યની પડતીની અવધ જ ન રહી. જુઆનપુર, માળવા, અને ગુજરાતના મુસલમાન સૂબાઓએ દિલ્હીના સુલતાનની ધૂંસરી દૂર ફેંકી દીધી અને પોતાનું બાપીકું રાજ્ય હોય તેમ સૌ પોતપોતાના પ્રાંતને

દિલ્હીના હાકેમની અવગણુના કરીને સુદૃઢ અને સુવ્યવસ્થિત કરવા મંડી પડયા. આ પ્રમાણે દિલ્હીના સામ્રાજ્યના ભાગલા પડી ગયા એટલું જ નહિ પરંતુ સત્તાના લોભથી માંહોમાંહે એટલી બધી કાપકુપ અને ફાટપુટ થવા લાગી કે એ છિન્નભિન્ન થતી અને પીંખાતી સુલતાનીનો બને તેટલો લાભ લઈ લેવાનો ઇરાદો મધ્ય એશિયામાં વસતા એક ધનભૂખ્યા ક્રૂર લંગડા તૈમુરના મનમાં થઈ આવ્યો; અને તરત જ તેણે હિન્દ ઉપર તરાપ મારી દિલ્હીની અવદશા કરવામાં કાંઇ બાકી ન રાખ્યું. પાંચ દિવસ સુધી લાગલગાટ દિલ્હી લૂંટાયું. નિરાધાર સ્ત્રી, પુરૂષો, અને બાળકોનાં લોહીની નદીઓ વહી અને અઢળક દોલત અને અસંખ્ય પુરૂષોને અને સ્ત્રીઓને કેદ કરી ગુલામ તરીકે વેચવા એ એશિયાનો યમદૂત પોતાની સાથે લઈ ગયો.

પછી તો દિલ્હીમાં રાજ્ય પરિવર્તન થયું. તઘલખ વંશ પાસે જે નામનું સામ્રાજ્ય હતું તે પણ સુલતાનના સૂબા સૈયદ ખીજરખાંએ ઝડપી લીધું. ચાર પેઢી સુધી સૈયદ વંશે દિલ્હીના ઉજ્જડ સામ્રાજ્યમાં ધણીપદું ભોગવ્યું. અને આખર એ વંશના છેલ્લા બાદશાહને ઉથલાવી પાડી લાહોરનો સૂબો બહિલોલ લોદી દિલ્હીના તખ્ત ઉપર ચઢી બેઠો.

બહિલોલ લોદી અને એના પુત્ર સિકંદર લોદીના વખતમાં દિલ્હીના સામ્રાજ્યની સ્થિતિ કાંઇક સારી હતી. જુઆનપુર અને બિહારના સૂબાઓને સામ્રાજ્યના કાબુ નીચે ફેર આવવું પડયું. પરંતુ લોદી વંશના છેલ્લા બાદશાહ ઇબ્રાહીમ લોદીના વખતમાં અંધેર વધવા લાગ્યું. ઈબ્રાહીમની વીસ વર્ષની કારકીર્દી દરમ્યાન ઠેર ઠેર સૂબાઓ એના નિર્દય અને ઉદ્ધત સ્વભાવને


હિંદુસ્તાન
૧૫૨૫
-૩-
કાશમીર
રજપુતાના
ગુજરાત
બંગાળા
ગોંડવાના
વરાડ
બીજાપુર
વિજયનગર
અરબી
સમુદ્ર
બંગાળા
નો
ઉપસાગર

લઈ ઉશ્કેરાઈ ગયા અને જુઆનપુર, બિહાર, અને પંજાબમાં તો બળવાઓ પણ જાગ્યા. પંજાબમાં ઇબ્રાહીમના કાકાએ જ બંડ જગાડયું; અને એ કાકાનો ક્રોધ એટલેથી જ ન શમતાં આગળ વધ્યો. એણે અફઘાનીસ્તાનમાં ઠરીને ઠામ બેઠેલા બાબર નામના મુગલ સરદારને ઇબ્રાહીમ વિરૂદ્ધ ઉશ્કેર્યો. જંગેમર્દ અને સાહસિક બાબરે તો એ તકને વધાવી જ લીધી. પોતાનું ખડતલ અને કસાયેલું પહાડી લશ્કર લઈ બાબર ઇ. સ. ૧૫૨૪માં હિન્દમાં દાખલ થયો અને પહેલે ઝપાટે જ લાહોરનો કબજો લીધો. પછી તરત જ બે વર્ષે પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદી સાથે જંગ માંડયો; અને એ યુદ્ધમાં ઇબ્રાહીમે જીંદગી અને રાજ્યપાટ ગુમાવ્યાં. પાણીપતના આ વિગ્રહને અંતે લોદી વંશના હાથમાંની તમામ સત્તા બાબરના હાથમાં આવી. આવેલી સત્તા હાથમાંથી જવા દેવાનું મન બાબરને ન થયું. હિન્દની ફળદ્રુપ ભૂમિનો ભોગવટો હિન્દમાં જ રહી કરવાનો એણે નિશ્ચય કર્યો. પોતાના વડવાઓની માફક ધન લૂંટી જવાનો મોહ એણે અળગો કર્યો. અને પોતાના સૈનિકોની પણ હિન્દમાં રહેવાની નાખુશી હોવા છતાં બાબરે તો દિલ્હીમાં જ પોતાનું થાણું જમાવી સારા હિન્દમાં પોતાની આણ એક સમ્રાટ્ તરીકે ફેરવવાની ઉમેદ બાંધી. યશસ્વી મુગલ વંશનો સ્થાપનાર આ સિંહ કેટકેટલા ય ડુંગરોમાં અને જંગલોમાં ભમી ભમી કંટાળી ગયો હતો. હિન્દની ફળદ્રુપ ભૂમિમાં પણ એને નિરાંતે પગ વાળી બેસવાનો વખત ન હતો.

આપણે હમણાં જ જોઈ ગયા કે બાબર હિન્દમાં દાખલ થયો ત્યારે હિન્દની રાજકીય સ્થિતિમાં અંધેરનું સામ્રાજ્ય

પ્રવર્તી રહ્યું હતું. દિલ્હીનું સામ્રાજ્ય તો ભાંગીને ભૂકો જ થઇ પડયું હતું. જ્યાં ને ત્યાં દિલ્હીના અસ્ત પામતા સામ્રાજ્યનો લાભ લઈ મુસલમાન સૂબાઓ સ્વતંત્ર થઈ પડ્યા હતા. રજપૂત રાજાઓ પણ પોતાની સત્તા જમાવવા મચી રહ્યા હતા. દક્ષિણમાં બ્રાહ્મણી સુલતાનો રાજ્ય જમાવી પડ્યા હતા. વિજયનગરનું બળવાન હિન્દુ રાજ્ય પણ ત્યાં જ હતું. બંગાળા અને બિહાર પઠાણ સૂબાઓના સ્વતંત્ર અધિકાર નીચે હતાં. ગુજરાતમાં માળવાને જીતી બહાદુરશાહ કોઇને ન ગણકારતો પડ્યો હતો. ઓરિસામાં પણ બળવાન હિન્દુ રાજ્ય હતું. અને રજપૂતાનામાં નાના નાના હિન્દુ રાજાઓનું સંગઠન જમાવી રાણા સંગ હિન્દુ સત્તાને જમાવવાની તક સાધી રહ્યો હતો. હિન્દની આ રાજકીય સ્થિતિમાં બાબર દિલ્હીના તખ્ત ઉપર બેઠો. દિલ્હીનું સામ્રાજ્ય એટલે દિલ્હી અને એની આસપાસનો જમના નદીનો પ્રદેશ એ સિવાય કશું જ ન હતું. આવી કઢંગી સ્થિતિમાં બાબરે દિલ્હીમાં રહી એકચક્રે રાજ્ય ભોગવવાનું ધાર્યું.

## બાબરનો જીવન ઇતિહાસ

ઈ. સ. ૧૩૯૮ માં દીલ્હીને રીબાવીને લૂંટનાર તૈમુર લંગડાની છઠ્ઠી પેઢીએ બાબરનો જન્મ ઈ. સ. ૧૪૮૨માં થયો હતો. બાબરનો બાપ મધ્ય એશિયામાં આવેલી આમુ અને સિરદરિયા નદી વચ્ચેના પ્રદેશમાં રાજ્ય કરતો હતો. બાબરની મા ચંઘીઝખાન મુગલના વંશની હતી. ચંઘીઝખાને પણ ઇ. સ. ૧૨૧૯માં હિન્દ ઉપર સ્વારી કરી અઢળક ધન લૂંટયું હતું. માના કુળ ઉપરથી જ બાબરને મુગલ કુળનો ગણવામાં

આવે છે. તૈમુર અને ચંઘીઝખાન એ બન્ને વડવાઓનો સાહસિક અને ઝનુની સ્વભાવ બાબરને પૂર્ણપણે વારસામાં મળ્યો હતો. પન્દર વર્ષની બાળવયે રાજ્યની લગામ બાબરના હાથમાં આવી અને તે જ બાળવયથી માંડી લગભગ ૩૫ વર્ષ જંગના મર્દાની ખેલો ખેલવામાં જ એને રોકાઈ રહેવું પડયું હતું. રાજ્યની લગામ હાથમાં આવી ન આવી અને એને બાપીકું રાજ્ય છોડી નાસી જવું પડયું. ત્રણ વખત એણે સમરકંદ જીત્યું અને ત્રણ વખત એને એ છોડી નાસી જવું પડયું. દુશ્મનો એનો પીછો જ્યાં હોય ત્યાં પકડતા. દુશ્મનોના ભયમાંથી બચવાને આઠ આઠ વર્ષના લાંબા કાળ સુધી એને એક જગ્યાએથી બીજી જગ્યાએ નાસભાગ કરવી પડી હતી. એનો જાન કયાંઈ સલામત ન હતો. ભૂખ, તરસ, ટાઢ, અને તડકો વેઠવામાં તો એણે કમાલ કરી હતી. કંઈ કંઈ સાહસો અને વીરતાનાં અદ્ભુત પરાક્રમો કરી એણે પોતાનો જાન દુશ્મનોના હાથમાં આવેલો બચાવ્યો હતો. બાબરની જગ્યાએ બીજો કોઈ પણ માનવી એના જેટલી હાડમારી ભોગવીને જીવતો જ ન રહી શકે. પોતાની જન્મભૂમિમાં જ રાજ્ય કરવાને માટે એણે અપરંપાર દુઃખો વેઠ્યાં, અસંખ્ય જહેમતો ઉઠાવી; પણ જ્યારે જોયું કે હું ફાવીશ જ નહિ ત્યારે ઈ. સ. ૧૫૦૪ માં એણે કાબુલ શહેરનો કબજો લીધો અને ત્યાં જ રાજ્ય કરવા લાગ્યો. કાબુલમાં એણે ૨૨ વર્ષ રાજ્ય કર્યું. પરંતુ તે લાંબા ગાળા દરમ્યાન પણ એને જંપીને બેસવાને વખત આવ્યો ન હતો. કોઈ નહિ ને કોઈ દુશ્મન જોડે એને અથડામણ થયા જ કરતી. કાબુલમાં ઠામ પડ્યા પછી પણ એનો સાહસિક સ્વભાવ શમ્યો જ નહિ. હિન્દમાં આવવાનું

નિમંત્રણ થયું કે તરત જ એણે ભવિષ્યની હાડમારીનો વિચાર સરખો પણ કર્યા વિના ઝંપલાવ્યું અને એની મર્દાઈ ભરેલી હિંમત ઉપર હિન્દની રાજ્યલક્ષ્મીએ વિજયનો કલશ ઢાલવ્યો.

બાબર શરીરે કદાવર અને મજબુત બાંધાનો હતો. એનાં અંગેઅંગ કસાએલાં હતાં. જુવાનીમાં અસંખ્ય સાહસોમાં ઝંપલાવ્યા પછી પણ એની શારીરિક શક્તિ એટલી બધી હતી કે એ બગલમાં બે મજબુત મરદોને પકડીને ગઢની સાંકડી રાંગ ઉપર તે દોડી શકતો હતો.

પોતાના વડવાઓની ખાસીઅત પ્રમાણે બાબર પણ પોતાની અલાયદી નિત્યનોંધ એક નોંધપોથીમાં પોતાને જ હાથે રાખતો હતો. એ નિત્યનોંધમાં બાબરે પોતાની સાદી અને નિર્દંભ વાણીમાં નાની મોટી બધી જ વિગતો અને સાહસો વર્ણવ્યાં છે. એ બાગબગીચા અને ફુલોનો બડો શોખીન હતો.

## બાબર અને રાણો સંગ

બાબર દિલ્હીના સમ્રાટ્ તરીકે જાહેર થયા પછી રાજ્યની વ્યવસ્થા કરવાનું મોટું કામ એને આટોપવાનું હતું. જ્યાં ત્યાં સ્વતંત્ર થઈ પડેલા સૂબાઓ માથું ઉંચકીને પડ્યા હતા. પ્રથમ તો બાબરે પોતાના પુત્ર હુમાયુંને લશ્કર આપી જુઆનપુરના સૂબાને વશ કરવા મોકલ્યો અને એ સૂબો બહાદુર મુગલાઇ લશ્કરને મચક આપી તાબે થઇ ગયો. પછી બીજા સૂબાઓને વશ કરવા બાબર વિચાર કરે છે ત્યાંતો ચિતોડના રાણા સંગે પોતાની આસપાસ રજપૂતાનાના વીર રજપૂત રાજાઓને પોતાના

છત્ર નીચે એકઠા કરી, પ્રચંડ સૈન્ય જમા કરી, ઝાંખી થયેલી ક્ષત્રિવટને પડકારી ઉભી કરી; અને દિલ્હીમાં ફરી રજપૂત સામ્રાજ્ય સ્થાપવાની અનેરી લહાણુ પોતાના હાથમાં આવેલી જોઇને ઉલ્લાસભેર દિલ્હી તરફ કૂચ કરી. પરદેશી બાબરને દિલ્હીમાંથી નસાડી મૂકવાનું કાર્ય એને મન બહુ કપરૂં ન જણાયું.

એક લાખ પાયદળ અને ચુંટી કાઢેલા રજપૂત સવારોને લઈ રાણો સંગ ફતેહપુરસીક્રી પાસે બાબરને મળ્યો. ખુનખાર લડાઈ જામી; રજપૂતો જીવસટોસટ આવી લડ્યા. પહેલા જ હુમલામાં રાણા સંગે બાબરના અડગ સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. મુગલ લશ્કરે નાસભાગ કરી મૂકી અને બહાદુર બાબર પણ ઘડીભર હિંમત હારી બેઠો. દિલ્હી છોડી જવાનો સમય પાસે આવતો જોઈ બાબરે હિંમત પકડી. 'અલ્લાહો અકબર' કરી એક વખત તો અંત સુધી ઝુઝવું જ જોઇએ એવો નિશ્ચય કરી નાસીપાસ થયેલા લશ્કરને એણે પાછું ગોઠવ્યું. સૈન્ય સન્મુખ ઉભો રહી, સૈન્યને નવો જુસ્સો અને પાણી ચઢે એવા જુસ્સાદાર શબ્દોમાં ભાષણ કર્યું, અને તે જ વખતે પોતાના પાપોનો પશ્ચાત્તાપ કરી ઈશ્વરને હાજર જાણી શપથ લીધા કે હું જીંદગી ભર શરાબને નહિ અડકું અને એક ચુસ્ત મુસલમાન તરીકે બાકીનું જીવન ગાળીશ. બાબરની હિંમતે એના સૈન્યમાં નવા જ પ્રાણ ફૂંકયા. અને કહેવાય છે કે ચંદેરીનો હિન્દુ રાજા જે રાણા સંગની મદદે આવ્યો હતો, તે બાબરની યુક્તિથી ફૂટ્યો. એટલે નાસીપાસ થએલા મુગલો જાન ઉપર આવી મરણીઆ થઈ રજપૂતો જોડે આથડ્યા અને સાંજ પડતામાં તો રજપૂતોને વેરણખેરણ કરી નાખી વિજયનો ડંકો વગાડયો. રાણા સંગને

એ લડાઈમાંથી નાસીને જીવ બચાવવો પડયો હતો. એ સંગના શરીર ઉપર તરવાર તથા ભાલાનાં મળી એંશી ઘાત ચિહ્નો હતાં. તે ઉપરાંત લડવાથી પગે લંગડો અને પોતાના ભાઈ પૃથ્વીરાજ સાથે લડતાં એક આંખે કાણો પણ થયો હતો. આ ફતેહપુરસીક્રીનું યુદ્ધ ઈ. સ. ૧૫૨૭માં થયું હતું. ત્યાર પછી ઈ. સ. ૧૫૨૮માં ચંદેરીનો અજય્ય કિલ્લો સર કરી રજપૂતાનામાં બાબરે પોતાની આણ વર્તાવી. બીજા બે વર્ષમાં બિહાર અને બંગાળાના સૂબાઓને પણ એણે જેર કરી તાબે કર્યાં.

## બાબરનું મૃત્યુ

જીતેલ સૂબાઓના રાજ્યમાં વ્યવસ્થા આણી સામ્રાજ્યની સ્થિતિ મજબૂત કરે તે પહેલાં તો બાબરનો દેહ પડયો. યુવાવસ્થાની ભોગવેલી હાડમારીઓ અને ભોગવિલાસોથી જીર્ણ થયેલું બાબરનું શરીર હિન્દનાં નવાં હવાપાણીમાં અને નવી હાડમારીમાં વધારે જીર્ણ થતું ચાલ્યું. ઈ. સ. ૧૫૪૦માં ૫૦ વર્ષની વયે આગ્રામાં એણે દેહ છોડયો. એની ઇચ્છા પ્રમાણે એના મૃત દેહને કાબુલમાં લઇ જઈ પોતે અગાઉથી પસંદ કરી રાખેલ સુંદર વનસ્થલીમાં દફન કરવામાં આવ્યો.

બાબરના મૃત્યુ વિષે એની નોંધપોથીના પરિશિષ્ટ ભાગમાં ચમત્કારિક કથા આલેખી છે. પોતાનો વહાલો પુત્ર તાવની બીમારીમાં મરણ પથારીએ પડયો હતો. વત્સલ પિતાનું હૈયું પુત્રના દુઃખે કકળી ઉઠયું અને પુત્રને બચાવવા ઈશ્વરને પ્રાર્થી ઉઠયું. બાબરે પોતાના પુત્રના પલંગને ઓશીકે જઇ ત્રણ

ફેરા પલંગ આસપાસ ફરતાં ગંભીર મુખે, "ઓ ઈશ્વર, મારા પુત્રનું સઘળું દુઃખ મને આપ, મને આપ," એવી દીન યાચના આર્દ્ર સ્વરે અંતરની ગુહામાંથી ઉચ્ચારી. બીજેજ દિવસથી ચમત્કાર જણાયો. પુત્ર વ્યાધિના દુઃખથી મુક્ત થતો ગયો અને પિતા માંદો પડયો અને મૃત્યુ પામ્યો. ધન્ય છે બાબરના પુત્રવાત્સલ્યને !

## બાબરનું ચારિત્ર્ય

બાબર વિદ્યાનો વ્યાસંગી અને વિદ્વાનોનો સહચારી હતો. પોતાની નિત્યનોંધના લખાણમાં પોતે એક કવિ હોય એની સાબીતી આપી છે. યુદ્ધમાં અડગ, વિપત્તિમાં વીર, સદાય નિર્ભય, એ સિંહ સમો રાજતો. યુદ્ધવિશારદ તરીકે એનાં કરીએ તેટલાં વખાણ ઓછાં છે. દુશ્મન પ્રત્યે એની વર્તણુંક થોડાક અપવાદો બાદ કરતાં ઉદારતા ભરેલી હતી. પિતા તરીકે, રાજા તરીકે, સેનાનાયક તરીકે, એનું હૈયું પ્રેમાળ હતું. નિરાશા એના હૃદયને સ્પર્શી શકતી ન હતી. જય કે પરાજયમાં એ એક સરખું જ આનંદી મન રાખી શકતો હતો. ખૂનખાર જામેલા યુદ્ધના પ્રસંગમાં પણ એનું ચિત્ત કોઈ કાવ્ય વાંચવામાં કે કોઈ નવું કાવ્ય ગુંથવામાં એકાગ્ર થઈ શકતું હતું. સૈનિકોમાં એ ઘણોજ વ્હાલો હતો. લશ્કરના સૈનિકોની સગવડ સાચવ્યા પહેલાં પોતે કદી સગવડનો લાભ ન લેતો. ન્યાય આપવામાં એ ઘણોજ ચતુર, અને પ્રમાણિક હતો. સંપીને રહેવા વિષે એ બહુ ભાર મૂકતો. મરવા પહેલાં છેલ્લા શ્વાસે પણ એ પોતાના પુત્રોને અને અમીર ઉમરાવોને સંપીને રહેવાનું કહી ગયો હતો.

# ૨

# હુમાયું

મુગલ સામ્રાજ્ય સ્થાપનાર બાબરને ચાર પુત્રો હતા. તેમાં હુમાયું સૌથી મોટો હતો. એથી બાબરના મૃત્યુ પછી હુમાયું તખ્તનશીન થયો. હવે સમ્રાટ્ તરીકે હુમાયુંની આણ વર્તાવા લાગી. બાબરની હિન્દમાં ટુંકી હયાતિ દરમ્યાન સામ્રાજ્યને સુવ્યવસ્થિત કરવાનું અને લાંઠ બની ગયેલા સૂબાઓને મુગલ સત્તાની આણ નીચે લાવવાનું કપરૂં પણ અતિ જરૂરી કાર્ય અણઉકેલ્યું જ રહી ગયું હતું. બાબર જેવો હિંમતી અને દૃઢ મનનો સમ્રાટ્ જો પાંચેક વર્ષ જીવ્યો હોત તો મુગલ સત્તાને મજબુત અને સુવ્યવસ્થિત કરી શકયો હોત. પણ એ અધુરૂં રહેલું કાર્ય એના પુત્રને પૂરૂં કરવાનું આવ્યું.

## હુમાયુંની ગંભીર ભૂલ

ઇ. સ. ૧૫૩૦ માં પોતાની ૨૬ વર્ષની ખીલતી યુવાન વયે રાજ્યની ધૂસરી એણે સહર્ષ ઉપાડી તો ખરી, પણ એના બાપ જેવું ઠરેલપણું અને કાબેલિયત એનામાં એ ઉંમરે નહોતાં. હુમાયુંના મનની નિર્બળતા અને અસ્થિરતા જોઇ એના ભાઇ કામરાને પોતાને સ્વતંત્ર થયેલો જાહેર કરી હુમાયુંની સાથેનો સંબંધ તોડી નાખ્યો. એ કામરાનને જ હુમાયુંએ પોતાની ઉદારતાથી કાબુલ અને કંદહારનો સૂબો નીમ્યો હતો. ભાઈના આ કૃતઘ્ની કૃત્ય તરફ બેદરકાર રહી હુમાયુંએ આંખ-મીંચામણાં કર્યાં. કામરાને તો આગળ વધી પંજાબનો પણ

કબજો લીધો અને હુમાયુંની આણને છડેચોક અવગણવા લાગ્યો. છતાં હુમાયું બેસી જ રહ્યો. હુમાયુંની આ ઉદાસીનતાથી એને બહુ જ ખમવું પડયું. અફઘાનિસ્તાનના કદાવર કાબુલીઓ મુગલ લશ્કરમાં જોડાવાને ટોળાંબંધ આવતા તે હવે કામરાને પોતાની જુદી સત્તા જમાવીને બંધ કર્યાં. અને જેમ જેમ બાબરના વખતના અનુભવી અને મજબુત સેનાનાયકો અને યુદ્ધવીરો મરણ પામતા ગયા તેમ તેમ હુમાયુંનું મજબુત સૈન્ય નબળું પડતું ગયું. મરેલા સૈનિકોની જગ્યા પૂરી શકે એવા ભડવીર યોદ્ધાઓ તો કાબુલમાં પાકતા હતા. પરંતુ એ રસ્તો તો સદાયને માટે બંધ જ થયો. એથી હિન્દના જ માણસોનું બનેલું લશ્કર એને લડાઇના કામમાં લેવું પડયું. અને ભાઇ તરફની આ ભલમનસાઇની ભૂલને લીધે જ આગળ ઉપર દુશ્મનો જોડે લડતાં એને હારીને નાસી જવું પડયું હતું એમ કહીએ તો કાંઇ ખોટું નથી.

## હુમાયુંના બે શત્રુઓ

હુમાયું ગાદીએ આવ્યો ત્યારે મુગલ સત્તાની આણ નીચે નહિ આવેલા એવા તો ઘણા ય સૂબાઓ સ્વતંત્રપણે પોતપોતાનું રાજ્ય ચલાવી રહ્યા હતા; પરંતુ એ બધા ય સૂબાઓમાંથી હુમાયું સામે માથું ઉંચકી શકે એવા તો ફક્ત બે જ માથાના ફાટેલા હતા. એક માળવાને જીતી મસ્ત બની ગયેલો ગુજરાતનો બહાદુરશાહ અને બીજો પોતાની સત્તાનો દોર બંગાળામાં નિરંકુશ વધાર્યે જતો, વનકેસરી સમો બિહારનો સૂબો શેરશાહ હતો. આ બન્ને શત્રુઓને દમ્યા વિના મુગલ સત્તાની આણ

હિન્દુસ્તાનમાં વર્તી શકે તેમ હતું જ નહિ. હુમાયુંએ પણ જાણી લીધું કે એ શત્રુઓનો તોર ઉતાર્યા સિવાય પોતાનું રાજ્ય નિષ્કંટક નહિ જ બને. પરંતુ પોતાની સ્થિતિ તે વખતે બહુ જ કફોડી હતી. કાબુલ સાથેનો સંબંધ સદંતર તૂટયા પછી, અને ભાઈની ઓથ વિનાનો થઈ પડેલો હોઈ, હુમાયું જાણે સત્તાલોભી બે વાઘોની વચ્ચે શિકાર જેવો થઈ પડયો હતો.

## હુમાયુંના વિફળ પ્રયત્નો અને હાર

પ્રથમ હુમાયું બળ જમાવી ગુજરાતના સૂબા બહાદુરશાહ ઉપર ધસ્યો અને બહાદુરશાહને હરાવી નસાડી મૂકયો. હુમાયું થોડો વખત ગુજરાતમાં રહ્યો અને એ દરમ્યાન ચાંપાનેરનો અજેય ગણાતો કિલ્લો પણ એણે સર કર્યો; પરંતુ ગુજરાતમાં રહ્યા છતાં એ વિલાસી અને અસ્થિર મનના હુમાયુંએ પોતાની સત્તા ગુજરાતમાં જમાવી દેવાનો પ્રયત્ન જ ન કર્યો. એવામાં એને ગુજરાત છોડી, પૂર્વમાં શેરશાહના વધતા જતા જોરને નરમ પાડવા, જવાનું થયું. શેરશાહ પૂર સપાટે સત્તા વધારતો પોતાના રાજ્યની હદ વધાર્યે જ જતો હતો, અને જો એને સત્તા વધારતો અટકાવવામાં ન આવે તો પોતાનું સમગ્ર પરિબળ એકઠું કરી એ શેરશાહ દિલ્હી ઉપર પણ હલ્લો કરશે એવી સબળ ભીતિ લાગવાથી જ હુમાયુંને ગુજરાત છોડી શેરશાહ સામે જવું પડયું. આ બાજુ ગુજરાતમાં હુમાયુંની ગેરહાજરી થઇ કે તરતજ બહાદુરશાહે પાછા આવી પોતાના હાથમાંથી ગએલી સત્તા પાછી મેળવી લીધી.

હુમાયુંને આવતો સાંભળી શેરશાહ ચતુર સેનાનાયકની કુશ્ચાગ્રથી પાછો હડયો અને પોતે હુમાયુંથી ડરે છે એવો ડોળ કરી ચુનારનો કિલ્લો વિના યુદ્ધે હુમાયુંના હાથમાં જવા દીધો. હુમાયું તો પોતાની સહજ જીતથી ફૂલાવા જ લાગ્યો. પણ શેરશાહની વધી પડેલી સત્તા તોડી નાખવા અને એ સત્તાનાં મૂળો ખોદી નાખવા એણે બંગાળામાં રહ્યાં રહ્યાં કશા જ પ્રયત્નો ન કર્યા. હુમાયું લડાઈ લડી જાણે તેવો ખરો પણ લડાઈ લડ્યા પછી વ્યવસ્થા સ્થાપી પોતાની જ આણ વર્તે એવા ઉપાયો યોજવામાં આવડત વિનાનો હતો. માથે ઉપાડેલું કાર્ય દૃઢ મને અંત સુધી મુશ્કેલીઓ વેઠીને પણ પાર ઉતારવું એવું બાબરનું મનોબળ હુમાયુંને વારસામાં નહોતું મળ્યું. એથી હુમાયુંના આળસનો લાભ શેરશાહે લેવાય તેટલો લીધો અને પોતાની સંપૂર્ણ તૈયારી કરી એ હુમાયુંની સાથે યુદ્ધમાં ઉતર્યો. ઉપરાઉપરી બે લડાઈમાં—એક ચૌસાની અને બીજી કનોજની—હુમાયુંએ સજ્જડ હાર ખાધી. કનોજની બીજી લડાઈમાંથી તો હુમાયુંને ઉભી પૂંછડીએ નાસવું પડયું હતું અને એ વખતે ગંગામાં પડી જાન બચાવવા જતાં જાન જવાના અણીના પ્રસંગે એક ભીસ્તીએ જ હુમાયુંને ઉગારી લીધો હતો. પરંતુ એ કનોજની જીત મેળવી શેરશાહે તો હુમાયુંનો પીછો જ ન છોડયો. અને હુમાયું દિલ્હી પ્હોંચી તૈયારીયો કરે તે પહેલાં તો શેરશાહ દીલ્હી ઉપર તોપનો મારો ચલાવવા આવી પહોંચ્યો. આ પ્રમાણે હુમાયુંને બધા રસ્તાઓ ઘેરાયેલા લાગવાથી રાતોરાત દિલ્હી છોડી લાહોર તરફ નાસી જવું પડયું. એ નાસભાગમાં એની સંગાથે એની વ્હાલી બેગમ હમિદા અને થોડાએક વફાદાર નોકરો હતા. આ બાજુ હુમાયું વિનાના દિલ્હી શહેરમાં શેરશાહે આવી કબજો લીધો.

## હુમાયુંની નાસભાગ અને આપત્તિ

દિલ્હીમાંથી નાસી છૂટયા પછી તરત જ હુમાયું લાહોરમાં પોતાના ભાઈ પાસે મદદ માગવા અને એ મદદથી ફરી યુદ્ધ કરી શેહશાહ પાસેથી રાજ્ય પાછું પડાવી લેવાને ઈરાદે ગયો. પણ એના ભાઇએ એના દુઃખની જ પરવા ન કરી તો મદદ આપવાની વાત તો શેનો જ કરે. લાહોરથી નાસીપાસ થઈ હુમાયું—એક વખતનો દિલ્હીનો નામીચો શહેનશાહ—નિરાધાર પ્રવાસી જેવો અહીંતહીં આશ્રય અને મદદ માટે ભટકતો રજપૂતાનામાં દાખલ થયો. હિન્દુ રાજાઓ આફતને વખતે પોતાના શહેનશાહને જરૂર મદદ કરશે એવી આશાથી હુમાયું રજપૂતાનામાં દાખલ થયો હતો; પણ રજપૂતાનાની ક્ષત્રિવટ હુમાયુંને દુઃખી દેખી અલોપ થઈ ગઈ હોય તેમ એકપણ ક્ષત્રિય બચ્ચો હુમાયું જેવા અમૂલા અતિથિને સત્કારવા આગળ ન આવ્યો તે ન જ આવ્યો. રજપૂતાનામાં ઠેરઠેર હુમાયું આશ્રય માટે આથડયો. એ અથડામણમાં એને રોટલો મળવોએ મુશ્કેલ થવા લાગ્યો ત્યારે એણે રજપૂતાનાની મરૂભૂમિમાં ઉનાં આંસુનાં બે ટીપાં નાખી એ વીરપ્રસવી ભૂમિનો ત્યાગ કર્યો. ઇતિહાસ કહે છે કે જ્યારે ગુજરાતનો બાદશાહ બહાદુરશાહ ચિતોડ ઉપર ચઢી આવ્યો ત્યારે રાણા સંગની રાણી કરુણાવતીએ (જો કે સંગ અને બાબર સામસામા લડયા હતા તો પણ) હુમાયુંને ભાઈ ગણી રક્ષા મોકલી હતી અને હિન્દુ રિવાજ પ્રમાણે રક્ષાથી બંધાઈ એ જ ભલા હુમાયુંએ ચિતોડની રાણી કરુણાવતીને દુઃખના ખરા અણીના પ્રસંગે ધાઇ આવી એક ભાઈ તરીકે મદદ કરી હતી. પણ એ જ ચિતોડમાં હુમાયુંને આશ્રય ન મળી શકયો!

રજપૂતાનાની ઉજળી રાજવટ જે શત્રુને પણ સન્માનવા અને અભયદાન આપવા ન ચૂકે એવી હતી તેનું દેવાળું હુમાયુંના દુઃખ વખતે બહાર પડયું. આ રજપૂતાનાના શૌર્યને કલંકરૂપ રહેશે. મારવાડના માલદેવે તો દુઃખી હુમાયુંને આશ્રય ન આપતાં એને પકડી આણવા માટે પોતાના માણસોને એની પછવાડે દોડાવ્યા હતા. એ કૃત્ય કરીને માલદેવે રજપૂતાનાની કીર્તિને પૂર્ણ કલંક લગાડયું છે.

રજપૂતાનામાંથી નિરાશ થઈ હુમાયું ભર તાપના દિવસોમાં રણ ઓળંગી મહામુશીબતે સિંધમાં દાખલ થઈ ઉમરકોટમાં થોડાક દિવસ રહ્યો. રણ પસાર કરવામાં એને અતિશય હાડમારીઓ વેઠવી પડી. ઉમરકોટમાં બેગમ હમીદાએ પુત્રરત્ન અકબરને જન્મ આપ્યો, ઈ. સ. ૧૫૪૨. ત્યાંથી સિંધ ઓળંગી હુમાયું કંદહારમાં પોતાના બીજા ભાઈ પાસે ગયો. પરંતુ ત્યાં પણ એને કોઈ પ્રકારની મદદ મળવાને બદલે દુઃખ જ સહન કરવું પડયું. આખરે સર્વથી કંટાળી હુમાયું ઇરાનના શાહ તહમસ્પના આશ્રય નીચે ગયો.

## ૩

## સૂરવંશના બાદશાહો, ઈ. સ. ૧૫૪૦–૧૫૫૫

### શેરશાહ

હુમાયુંને ઇરાનના શાહના દરબારમાં મૂકી આપણે દિલ્હીમાં જે રાજ્ય પરિવર્તન થયું તે તરફ નજર ફેરવીએ. દિલ્હીનો કબજો લીધા પછી શેરશાહે પોતાને શહેનશાહ તરીકે જાહેર કરી રાજ્ય ચલાવવા માંડયું.

ઈ. સ. ૧૫૪૨માં શેરશાહે માળવા ઉપર ચઢાઈ કરી એ દેશને જીત્યો. ઈ. સ. ૧૫૪૪માં પોતે મારવાડ ઉપર ચઢાઈ લઈ ગયો. ત્યાં એને બહુ હાડમારી વેઠવી પડી. મારવાડનો ઉજ્જડ મુલક જીતવા જતાં સૌના કરતાં ઘણામણ મોંઘું પડયું. મહા મહેનતે આખરે ચિતોડ પડયું અને મારવાડ એના હાથમાં આવ્યું. ચિતોડ જીત્યા પછી તે બુંદેલખંડમાં આવેલ કલિંજરના પુરાણા મજબુત કિલ્લાને સર કરવા ગયો.; પણ ત્યાં એનો દારૂગોળો અજાણતાં સળગી ઉઠતાં એ દાઝયો અને મરણ પામ્યો.

## શેરશાહનું ચારિત્ર્ય

બિહારના એક પઠાણ જાગીરદારનો શેરશાહ પુત્ર હતો. એક સિપાઈગીરીના હલકા હોદ્દેથી પોતાની જ બાહોશીથી તે આગળ વધ્યો હતો. એ જબરો સત્તાલોભી અને સાહસિક હતો. ઘણાએ સાહસિક પરાક્રમો કરીને એણે બિહારનું ધણીપદું મેળવ્યું હતું; અને ત્યાંથી પણ આગળ વધી બંગાળામાં પણ એણે રાડ બોલાવી હતી. ત્યારપછી હુમાયુંને હરાવી, એને નાસતો કરી મૂકી, કેવી રીતે શેરશાહે દિલ્હીનું રાજ્ય પચાવી પાડયું એ ઇતિહાસની બીના તો આપણે જોઈ ગયા છીએ. દિલ્હીમાં સમ્રાટ તરીકે પાંચ વર્ષ રાજ્ય કર્યું (૧૫૪૦–૪૫). એના જેવી ઉજ્જવળ કારકીર્દી અત્યાર સુધી થઈ ગયેલા પઠાણ બાદશાહોના ઇતિહાસમાં કદી જોવામાં આવી ન હતી. યુદ્ધ કરવામાં તે જેટલો ચતુર અને બહાદુર હતો તેવો જ બાહોશ રાજ્યની આંતરિક વ્યવસ્થા કરવામાં હતો. તે યશસ્વી વિજેતા તેમ જ બાહોશ રાજ્યકર્ત્તા પણ હતો. પોતે ઉદાર દિલનો અને

પરોપકારી હતો. એનો ઘણો કાળ લડાઇઓ લડવામાં ગયો હતો તે છતાં રાજ્યની અંદરનાં લોકોપયોગી કાર્યો કરવામાં એ એક દિલે મંડ્યો રહેતો હતો. એણે બાંધેલું રાજ્યનું બંધારણ આગળ ઉપર અકબર જેવાને પણ નમુના રૂપ થઈ પડયું હતું. મહેસુલ ઉઘરાવવાની નવી અને ન્યાયી પદ્ધતિ એણે પોતાના રાજ્યમાં દાખલ કરી હતી. એના વખતમાં રાજ્યમાં શાંતિ હતી અને ખેડુતો બહુ જ સુખી હતા. એનો ધાક એટલો બધો હતો કે કોઈ જગ્યાએ હુલ્લડ કે ફિસાદ થવા પામતાં નહિ. અને જાન-માલની એટલી બધી સલામતી હતી કે કુચ કરતું લશ્કર પણ ખેતરના પાકનું એક કણુસલું સરખું તોડી શકતું નહિ.

ઉપરાંત એના વખતમાં ઠેરઠેર ધર્મશાળાઓ, કુવાઓ, ઝાડો રોપેલા સુંદર રસ્તાઓ, નહેરો, વિગેરે લોકોપયોગી બાંધ-કામો પુષ્કળ થયાં હતાં.

## સલીમશાહ

શેરશાહ પછી એનો પુત્ર સલીમશાહ ગાદીએ આવ્યો. એણે ૯ વર્ષ રાજ્ય કર્યું. એ સલીમ બાહોશ રાજા હોવા છતાં એના વખતમાં ઠેરઠેર કજીયાઓ થયા અને રાજ્યની સ્થિરતા ડગમગવા લાગી.

## મહમદશાહ આદિલ

સલીમશાહના બાળકુંવરને મારી નાંખી એનો મામો મહમદશાહ, સલીમ પછી ગાદીએ ચઢી બેઠો. એના વખતમાં રાજ્યનું અંધેર બહુ જ વધી પડયું. રાજ્યની સર્વ સત્તા હેમુ

નામના બાહોશ વણિકના હાથમાં હતી. મહમદશાહ આદિલ તો નામનો જ બાદશાહ હતો. હેમુએ રાજ્યમાં હિન્દુઓને આગળ વધાર્યાથી અસંતોષ વધ્યો. એવે વખતે બીજા ખરા હકદારો આગળ આવ્યા; અને રાજ્યમાં અશાંતિ કરી મૂકી. મહમદશાહમાં એ અશાંતી શમાવવાની તાકાત નહોતી તેથી નાસીને એ બંગાળામાં જઈ રહ્યો.

## હુમાયુંનું હિન્દમાં પુનરાગમન

દિલ્હીની જામી રહેલી ખટપટનો લાભ લઈ હુમાયુંએ ઈરાનના શાહની મદદથી હિન્દમાં પોતાનું નસીબ અજમાવવા પગ મૂક્યો. એકંદર લગભગ ૧૫ વર્ષ હુમાયું હિન્દ બહાર રખડ્યો. ઈરાનમાં પણ એને નામોશી સહન કરવામાં મણા નથી રહી. પોતાનો સુન્ની પંથ ત્યજી શિયા પંથ સ્વીકારીને જ એ ઈરાનના શાહની મદદ મેળવી શક્યો હતો. પણ એનો સિતારો પાધરો થયો હતો. હિન્દમાં પગ મૂકતાંની સાથે એને વિજય પછી વિજય મળવા લાગ્યો. એની સાથે આવેલ બહેરામખાં શૂરો, મર્દ, અને જમાનાનો ખાધેલ સેનાનાયક હતો. એની મદદથી હુમાયુંએ દિલ્હીનું ખોયેલું રાજ્ય પાછું મેળવ્યું. ઇ. સ. ૧૫૫૫.

## હુમાયુંનું મૃત્યુ

રાજ્યપ્રાપ્તિ પછી હુમાયુંના દુઃખનાં વાદળાં વેરાઈ ગયાં; પણ એ સુખ હુમાયું લાંબો વખત ભોગવી શક્યો નહિ. રાજ્યપ્રાપ્તિનો નૂતન લહાવો માણ્યો ન માણ્યો ત્યાં તો પોતાના કિતાબખાનાની પત્થરની સીડીએથી ગબડી પડતાં મરણ પામ્યો.

## હુમાયુંનું ચારિત્ર્ય

હુમાયું ખરો ખાનદાન હતો. એક ગૃહસ્થ તરીકે એ સર્વમાનને યોગ્ય જ હતો. રાજા તરીકે ભલો હતો છતાં રાજ્ય ચલાવવાની આવડતની એનામાં ખામી હતી. એ ખામીને લઈને જ એને કઠોર દુઃખો ખમવા વારો આવ્યો હતો. એ ઉદાર દિલનો હતો; લડાઈમાં બહાદુર હતો; છતાં કફોડી સ્થિતિમાં કુનેહથી કામ લેતાં તે ગભરાઈ જતો. મુગલવંશની ક્રૂરતા કે ઘાતકીપણાનો છાંટાભાર પણ વારસો એને મળ્યો ન હતો; પણ એ વંશની સાહિત્યરસિકતા એના લોહીમાં ભળેલી હતી. એને અફીણનું જરા હદથી જ્યાદે વ્યસન હતું, અને એથીજ કદાચ અસ્થિરતા અને નિર્બળતા એનામાં ઘર કરી રહ્યાં હશે. ખગોળ અને ગણિતનો એ રસિયો હતો.

# પ્રકરણ–૨ જું

# મુગલ સામ્રાજ્યનો ઉદય અને મધ્યાહ્ન

## મહાન અકબર

## ઈ. સ. ૧૫૫૬ થી ૧૬૦૫

### અકબરની પૂર્વાવસ્થા

મુગલ સમ્રાટ્માં સૌથી મહાન ગણાતો અકબર દિલ્હીની ગાદીએ ત્રીજો મુગલ બાદશાહ હતો. એના વખતમાં મુગલ સામ્રાજ્ય સમગ્ર ઉત્તર હિન્દુસ્તાન અને દક્ષિણ હિન્દુસ્તાનના મોટા ભાગ ઉપર પથરાઈ ગયું હતું.

અકબરનો જન્મ સિન્ધ દેશમાં આવેલ ઉમરકોટ શહેરમાં ઈ. સ. ૧૫૪૨ માં થયો હતો. જે વખતે હુમાયું નિરાધાર સ્થિતિમાં અહીંતહીં મદદ અને આશ્રય માટે રખડતો હતો અને બેગમ હમિદાને પણ ભારે પગે અનેકવિધ મુશ્કેલીઓમાં રાતદિવસ કાઢવાં પડતાં હતાં તે વખતે એવાં દુઃખી થઈ પડેલાં માતપિતાને પેટે અકબર જેવા મહાન નરનો જન્મ થયો હતો. જીવનની મુશ્કેલીઓ તો એણે માતાના ગર્ભમાં જ વેઠી હતી. હમિદા બેગમની ધિરજ, સત્પ્રેમ, અને એકનિષ્ઠા એને વારસામાં મળ્યાં હતાં. કહેવાય છે કે એના જન્મકાળે હુમાયું પાસે એ માંગલિક પ્રસંગ ઉજવવા જેટલા પણ પૈસા ન હતા. પુત્રજન્મની વધામણી આપનારના હાથમાં મૂકવા ને એક દોકડો પણ એની પાસે ન હતો. એ લાચાર સ્થિતિમાં એ તેજસ્વી

પુણ્યાત્માના જન્મકાળે એ દુઃખી અને નિસ્તેજ બની ગયેલા પિતાની અંતરગુહામાંથી કોઇ એવાજ દેવવાણી શા શબ્દો નીકળી પડયા હતા કે, આ મારી પાસે પડેલી કસ્તુરીની ખુશ્બો ફેલાય છે તેમ મારા આ પુત્રની કીર્તિ દિગંતમાં ફેલાશે. દુઃખી પિતાની એ વાણી સાચી જ પડી.

હુમાયુંની નાસભાગમાં એ કુમળું બાળક કંઈ કંઈ જાતના ઝેરી પવનોના સપાટા ખાઈ ચૂકયું હતું. ઈરાનમાં જતાં રસ્તામાં કન્દહાર મુકામે જ હુમાયુંના ભાઈ કામરાને બાળક અકબરને બાપથી જુદો પાડી ઝુંટવી લીધો હતો. અકબરનો બાલ્યકાળ કામરાન કાકાના કારસ્થાનોમાં જ કચરાઈ ચુંથાઇ ગયો હતો. નહોતું મળ્યું એને કોઈ પ્રકારનું શારીરિક, માનસિક, કે ધાર્મિક શિક્ષણ કે નહોતાં મળ્યાં એને હર્ષઘેલા બાપનાં લાડ. પ્રભુ કૃપાએ જ અકબર બન્દીવાન દશામાં પણ ઉછરી મોટો થયો હતો. કાકાના તપતા પેરા નીચે કયાંએ શીળી છાયા મળી હોય તો તે એને એની બાલ્યકાળની આયા પાસેજ મળી હતી.

એ ભલી આયાના માતૃસદૃશ વાત્સલ્યને અકબર આખી જિંદગી સુધી નહોતો ભૂલી શકયો. એ આયાના પુત્ર મિર્ઝા અજિઝ સાથે પણ અકબરે જિંદગીભર સગા ભાઇ જેવો સંબંધ જાળવી રાખ્યો હતો.

હુમાયુંના મૃત્યુકાળે અકબરની ઉમ્મર ફકત તેર વર્ષની હતી. અને એટલી નાની વયે પણ બહેરામખાં જોડે તેને સિકંદર-સુરને પકડવા મોકલવામાં આવ્યો હતો. એટલે મરતા બાપનું મોઢું જોવા તે હાજર રહી શકયો ન હતો.

## અકબરની મુંઝવણ

હુમાયુંના મૃત્યુની ખબર અકબરને અને બહેરામખાંને મળે, તેઓ પાછા દિલ્હી આવી રાજ્યની લગામ હાથ કરે, અને અકબરને પાદશાહ તરીકે જાહેર કરે એ અરસામાં તો બંગાળાના પઠાણ સૂબા આદિલશાહે પોતાના બાહોશ સેનાધિપતિ હેમુને મોટું લશ્કર આપી દિલ્હી જીતવા મોકલી દીધો હતો. બહેરામખાં અને અકબર દિલ્હી આવ્યા ત્યારે જાણ્યું કે દિલ્હીનું ધણીપણું એમના હાથમાંથી ચાલી ગયું છે. બીકણ અને નાહિંમત સલાહકારોએ તો હાથ ધોઈજ નાખ્યા, અને અકબરને અને બહેરામખાંને કાબુલ તરફ નાસી છૂટવા સલાહ આપવા લાગ્યા.

અકબરની બાળક બુદ્ધિને એમાં કશી ગમ જ ન પડી. પણ જમાનાનો ખાધેલ બહેરામખાં એમ એકદમ હિંમત હારે તેવો નહતો.

દિલ્હી જેવા રાજ્યને માટે લડી લેતાં પ્રાણ જાય તોય કુરબાન છે એમ એ હિંમતબાજ માનતો હતો અને એથી એની એકની જ હિંમતથી હેમુ જોડે લડી લેવાના નિશ્ચય ઉપર મુગલો આવ્યા. અકબર તો બહેરામખાંને વડીલ તરીકે પૂજ્ય જ ગણતો હતો, અને એનાં નિશ્ચિંત કાર્યોમાં માથું મારવા જેટલું શાણપણ હજી એનામાં આવ્યું ન હતું.

## પાણીપતનું બીજું યુદ્ધ

મુગલોના નિશ્ચયની ખબર પડતાં પહેલાં આ બાજુ હેમુ તો પોતાની તરફથી લડવામાં તૈયાર જ હતો. જબ્બર

લશ્કર લઈને હેમુ મુગલોની સામે પાણીપતના મેદાનમાં આવી લાગ્યો. ત્રીસ વર્ષ પહેલાં જ જ્યાં ઈબ્રાહીમ લોદી જોડે બાબરે ખુનખાર લડાઈ કરી હજારો વીર પુરૂષોના લોહીથી જે ગોઝારી ભૂમિને તૃપ્ત કરી હતી ત્યાં જ આ બીજું યુદ્ધ શરૂ થયું. પહેલે જ ઝપાટે બહેરામખાંની ટુકડીએ હેમુના લશ્કરનો દારૂગોળો કબજે કરી લીધો, અને પછી બાણોનો એવો તો મારો ચલાવ્યો કે હેમુના લશ્કરનું ગજદળ ભયભીત થઈ વેરણખેરણ થવા માંડયું અને એવામાં એક તીર હેમુની આંખમાં જ ચોંટયું.

હેમુ બેભાન થઈ ગયો. નાયકને પડેલો જાણી લશ્કરે નાસભાગ કરી મૂકી અને મુગલ લશ્કરે વિજયનાં દુંદુભી વગાડયાં. બેભાન પડેલા હેમુને કેદ કર્યો. એક મોટો મિનારો ચણાય એટલા વીર પુરૂષોની ખોપરીઓનો ઢગ એ યુદ્ધની જગાએ થયો હતો. પાછળથી વિજયી લશ્કરે દિલ્હીનો કબજો લીધો. અને અકબરને વિધિ સહિત સિંહાસને બેસાડયો. એ દરબારમાં કેદી હેમુને બહેરામખાંના હુકમથી ઘસડી આણવામાં આવ્યો હતો. અને ત્યાં જ એનો વધ કરાવવાના નીચ હેતુથી બહેરામખાંએ અકબરને વિનંતિ કરી કે કાફરના દેહનો શિરચ્છેદ આપની મુબારક તરવારથી થવો ઘટે છે. પણ ઉદાર દિલના એ બાળક બાદશાહે એ મરતાને મારવાનું ઘોર કુકર્મ કરવાની સાફ ના પાડી. પાછળથી બેહરામખાંએ એ હેમુનો વધ કર્યો હતો.

## બહેરામખાંની પડતી

બહેરામખાં હુમાયુંનો સૌથી વફાદાર અને શૂરો સૈનિક અને સલાહકાર હતો. હુમાયુંની ખરી આપત્તિના વખતમાં એ એનો

સાચો મિત્ર રહ્યો હતો. હુમાયુંએ જે દેશવટો અને હાડમારીઓ ભોગવી તે બધામાં બહેરામખાં પહેલેથી તે છેલ્લે સુધી દુઃખમાં ભાગીદાર તરીકે હુમાયુંની છાયા જેમ રહ્યો હતો. હુમાયુંનો પણ વિશ્વાસ એના ઉપર અચળ હતો. ઈરાનમાંથી હિન્દ આવતી વખતે પણ બહેરામખાં વિના એનાથી ડગ ભરાય તેમ ન હતું. એ બહાદુર બહેરામખાં હુમાયુંના વખતથી જ અકબરનો અંગરક્ષક અને સલાહકાર નીમાઈ ચૂકયો હતો. અને હુમાયુંના અકાળ મોત પછી તો બાળક અકબરની તપાસ સંભાળ રાખવાનો ભારે બોજો એના શિર ઉપર જ હતો. અકબરના રાજ્યાભિષેક પછી ચાર વર્ષ સુધી તો બહેરામખાં જ તમામ રાજ્યકારભાર રાજાના નામથી ચલાવતો હતો. રાજ્યનો સંરક્ષક જ એ હતો. અકબર તો હજી તે વખતે નાદાન ઉમરનો હતો એના સંરક્ષણ કાળમાં સુરવંશના તોફાની પઠાણ સૂબાઓનો એણે પરાજય કર્યો હતો. અજમેર, ગ્વાલિયર, અને જુઆનપુરને પણ નમાવ્યાં હતાં અને એ રાજ્યોનો કબજો લીધો હતો. એનો ધાક રાજ્યમાં જબરો બેસી ગયો હતો. પણ ઉગતી જુવાનીના તોરમાં જેવો અકબર તણાવા લાગ્યો કે તરત જ એને બહેરામખાંનું નિયંત્રણ હરઘડીએ સાલવા માંડયું. પોતે પરાધીન પડી રહે અને બધી સત્તા બહેરામખાંના હાથમાં રહે એ એની પ્રતિભાશાળી બુદ્ધિને અપમાન બરોબર લાગવા માંડયું;. અને બેગમોના ખાનગી ટોણાને લીધે પણ અકબર બહેરામખાંની સત્તાથી કંટાળી ગયો. હવે બહેરામખાંનું ઉપરીપણું એને આંખમાં ખુંચવા લાગ્યું. લાગલો જ એક પત્ર લખી બહેરામખાંને પોતાની મુરાદ જણાવી દીધી કે હવેથી રાજ્યની લગામ હું હાથમાં લેવા માગું છું,

અને તમે વૃદ્ધ થયા હોવાથી રાજ્યના ભારમાંથી તમને મુક્ત કરવા માંગું છું; આપ ખુશીથી ઉત્તરાવસ્થાના દિવસો અલ્લાહની બંદગી કરવામાં અને મક્કાની યાત્રા કરવામાં ગાળો. આપની સેવા બદલ આપને જોઇએ તેટલી જાગીર આપવામાં આવશે. આવા દમામ ભરેલા પત્રથી બહેરામખાંને લાગ્યું કે અકબર હવે પુખ્ત ઉંમરનો થઇ ચૂકયો છે. પણ પોતાની સત્તાનો મોહ છોડવો એને રૂચ્યો નહિ. એણે એકદમ બળવો જગાડયો પણ એમાં એ ન ફાવ્યો; એ કેદ થયો. સખી દિલના બાદશાહે એ સત્તાલોભી પણ વફાદાર સેવકને દિલની માફી આપી. પછી એ બહેરામખાં મક્કે યાત્રા જવા ઉપડ્યો. સુરતના બારે આવતાં રસ્તામાં જ એનું ખૂન થયું. કહે છે કે કોઈ પઠાણને એણે મારી નખાવ્યો હશે તેના પુત્રે જ પાટણ આવતાં એને ઠાર કર્યો હતો. આ પ્રમાણે અકબર બહેરામખાંથી કાયમને માટે છુટો થયો. બધો રાજ્યકારભાર હવે અકબર એકલે હાથે જ કરવા લાગ્યો.

## સામ્રાજ્યની વૃદ્ધિ

બહેરામથી મુક્ત થયેલા અકબરે હવે એકલા હાથે રાજ્યની મજબુતી અને સલામતી વધારવા તરફ લક્ષ પરોવ્યું. અને જે કુનેહ, ધૈર્ય, અને સાહસથી એણે રાજ્યની વૃદ્ધિ જોતજોતામાં કરી નાખી તે જોઇને અને જાણીને આપણને સહેજે આશ્ચર્ય જ થાય. પોતાના મૃત્યુ પહેલાં તો એણે આખો ઉત્તર હિન્દ, અને દક્ષિણ હિન્દનો ઘણોખરો ભાગ પોતાના સામ્રાજ્યની છાયા તળે લાવી મૂકયો હતો. અકબરના લાંબા રાજ્ય દરમ્યાન એની તરવારને મ્યાન થવાનો વખત જ નહોતો આવ્યો. અકબર એ જમાનાનો મહાન વિજેતા હતો; અને છતાંય અકબરના રાજ્યના

ગૌરવની મહત્તા એની રાજ્યવૃદ્ધિથી કે એનાં સફળ ખેડેલાં યુદ્ધોથી નથી અંકાતી. એના સમૃધ્ધ રાજ્યની ખરી મહત્તા તો એના ઉમદા ચારિત્ર્ય અને એની અપૂર્વ અને ઉદાર રાજનીતિથી જ ઇતિહાસજ્ઞો માપે છે.

રાજ્યની લગામ હાથમાં લીધા પછી સતત્ ચાળીસ વર્ષના લાંબા ગાળામાં ઘણાં ય યુદ્ધો અકબરને આદરવાં પડ્યાં હતાં. પ્રથમ તો પોતાના જ ઉમરાવોએ ખાનઝમાની સરદારી નીચે અકબર વિરૂદ્ધ બંડ જગાડયું હતું.

એ બળવો સમાવ્યા પછી તરત જ એણે એક પછી એક અનુક્રમે મેવાડનાં રજપૂત રાજ્યો, ગુજરાત, બિહાર, બંગાળા, ઓરિસ્સા, કાશ્મિર, સિંધ, અને કંદહાર જીતી લીધાં; ઉપરાંત અહમદનગર, ખાનદેશ, અને બિહારનો થોડોક ભાગ જીતીને તાબે કર્યો. આ બધાં યુદ્ધો દરમ્યાન પરાજિત રાજ્યો તરફ અકબર હમેશાં માયાથી અને સદ્ભાવથી વર્તતો હતો. ઘણી વખત તો જીતેલ રાજ્યના રાજાને કે યુવરાજને પોતાના પાટનગરમાં ઉમરાવ તરીકે રાખતો; અથવા તો લશ્કરમાં કોઇ મોટો હોદ્દો આપી નવાજતો. આવા ઉદાર અને વિવેકી વર્તનથી અકબરે સહેજે ઘણાખરા હિંદુ રાજાઓનાં હૃદયો પ્રેમથી જીતી લીધાં હતાં; અને તેમાંય ખાસ કરીને જયપુર અને જોધપુરના રજપૂત રાજાઓ તો અકબર ઉપર અને એના સભ્ય અને ઉદાર વર્તન ઉપર કુરબાન થઇ ગયા હતા.

અહીં આપણે આ બધા પ્રદેશો જીતતાં થયેલાં યુદ્ધોનાં લાંબા વર્ણનમાં ન પડતાં ફક્ત ( ૧ ) અકબર ને રજપૂતો

( ૨ ) બંગાળાનો કબજો અને ( ૩ ) અહમદનગરની જગ વિખ્યાત ચાંદબીબી સાથેના યુદ્ધોનું જ વર્ણન કરી સંતોષ માનીએ તો બસ છે. બીજાં યુદ્ધોનાં અહેવાલમાં ઉતરવાની કશી જરૂર નથી.

## અકબર અને રજપૂતો

જયપુર (અંબર)ના રાજા બિહારીમલ્લ જોડે અકબરને જંગમાં ઉતરવું પડયું હતું. એ રાજાને નમાવી અકબર અંબર-પતિની પુત્રીને પરણ્યો હતો; અને સલીમ (જહાંગીર, અકબરનો પાટવીકુંવર) ને એજ રજપૂત કુળની બીજી રાજકુંવરી સાથે પરણાવ્યો હતો. રજપૂતાનાનાં રજપૂત રાજ્યોમાંથી મુસલમાનોને કન્યા દેવાની આવી પહેલ કરનાર આ અંબરપતિ રાજા બિહરી-મલ્લજ હતા. આ સગાઈનો સંબંધ અકબર જોડે બંધાયા પછી બિહારીમલ્લનો પુત્ર રાજા ભગવાનદાસ અકબરના દરબારમાં રહેતો, અકબરના હજુરી તરીકે એ બહુ ખ્યાતિ પામેલો હતો અને પંજાબનો સૂબેદાર પણ નીમાયો હતો. એ જ ભગવાનદાસનો પુત્ર રાજા માનસિંહ અકબરના વડા સેનાધિપતિઓમાંનો એક હતો અને તેનો દરજ્જો બીજા કોઇ મુસલમાન સેનાધિપતિ કરતાં ઘણો ઉંચો હતો. રાજા માનસિંહે પંજાબ અને કાબુલમાં જઈ રાજ્યની ઘણી ઉમદા સેવા બજાવી હતી; અને બંગાળાના સૂબેદાર તરીકે તેણે બંગાળામાં થયેલા બખેડાઓ અને અફઘાનોના બળવાઓ સમાવ્યા હતા.

જોધપુરનો રાણો માલદેવ પણ અકબરને શરણે ગયો; અને જયપુરના રાજાને પગલે ચાલી એણે પણ પોતાની પૌત્રી જોધબાઈ અકબરના પુત્ર સલીમ (જહાંગીર)ને લગ્નમાં આપી.

આ પ્રમાણે બે મોટા રજપૂત રાજ્યો અકબર સાથે સગાઈના સંબંધથી કાયમને માટે જોડાયાં.

જયપુર અને જોધપુરનું આ ધર્મ વિરૂદ્ધનું પગલું રજપૂતાનામાં ઘણા રજપૂતોને ઝેર સમાન લાગતું હતું. મુસલમાનને કન્યા દેવી એ તો નીચમાં નીચ કૃત્ય ગણાતું હતું. ફક્ત ઉદયપુરના રાણાઓએ જ એવું અધર્મી કૃત્ય કરી અકબર જોડે સ્નેહ સંબંધે જોડાવાની ચોખ્ખી ના પાડી; અને જે રજપૂતો એવું અધર્મી પગલું ભરતા તેમના તરફ ઉદયપુરના રાણાઓ તિરસ્કારની નજરે જોતાં.

## ચિતોડનો ઘેરો

રજપૂતાનામાં લડાઈઓ થઈ એમાં અને બીજી જે જે લડાઈઓ અકબર લડયો તે બધામાં ચિતોડના ઘેરા વખતે જે ઘોર યુદ્ધ જામ્યું હતું તેવું યુદ્ધ બીજી કોઈ જગ્યાએ અકબરને લડવું પડયું ન હતું. ચિતોડના કિલ્લાને ઘેરો નાખી અકબર એ સર કરી લેવાની આશાએ ને આશાએ ચચ્ચાર માસ વીતાડી ચૂકયો. પોતાની ખાસ દેખરેખ નીચે ઘેરો ઘાલી મુગલ લશ્કર ચિતોડને વિંટળાઈ પડયું; પણ બહાદુર રજપૂતોએ મચક ન આપી. રજપૂતોની ખરી વીરતા તો એમાં હતી કે તેઓ પોતાના રાજાની હુંફ વિના એકલે હાથે મરણિયા થઈ અકબર જેવા મહાન સમ્રાટ્ સામા ઝુઝી રહ્યા હતાં. ચિતોડના રજપૂતોનો રાજા રાણો ઉદયસિંહ તો કાયર થઈ અકબરનું મોટું લશ્કર આવતું સાંભળીને જ જંગલમાં નાસી ગયો હતો. જે ઉદયસિંહનો બાપ રાણો સંગ એક વખત બાબર જેવા શૂરવીર બાદશાહ સામો નાશ પામતી રાજવટને લાગ

આવે તો ફરી એકવાર દિલ્હીના રાજ્ય તખ્ત ઉપર બેસાડી દેવાની હોંસ સાથે કેસરીયાં કરી ફતેહપુરના મેદાનમાં મર્દના ખેલ ખેલ્યો હતો તે જ શૂરવીરનો પુત્ર રાણો ઉદયસિંહ અકબરનું સૈન્ય જોઇ કાયર બની કેમ નાસી છૂટ્યો હશે એ જરા ન સમજાય તેવો કોયડો છે. પરંતુ એજ કાયરને પેટ પ્રતાપ જેવો, અકબરનું પણ પાણી ઉતારનાર પાક્યો એ એથી પણ જટિલ કોયડો છે. એ ગમેતેમ હો, પરંતુ મેવાડના રજપૂતો હિંદુધર્મ ઉપર આવતું કલંક ન જ જોઇ શક્યા. એ કલંક આપવાનાં પાપમાં પોતે તો સામેલ ન થયા તે ન જ થયા. મુસલમાનોને બેટી આપવી એ કરતાં યાહોમ કરીને કેસરીયાં કરવાં એમણે યોગ્ય ધાર્યાં. સ્ત્રીઓએ પણ જોહાર પોકારી અગ્નિપ્રવેશ જ ઇષ્ટ ગણ્યો. મોત સાથે હસતે મુખે રમતો રમનારા ચિતોડના રજપૂતોએ અકબરને આવી બહુ રમતો રમાડી. અકબર ત્રાસ પામી ગયો. આખરે એક દિવસ રજપૂતોનો નાયક જયમલ કિલ્લાના એક ભાગનું બાકોરૂં પૂરતો હતો તે વખતે ઓચિંતી એક સનનન શબ્દ કરતી ગોળી આવી અને જયમલના પ્રાણ લેતી ગઈ. રજપૂતો ગભરાયા. મોગલો ધસી આવ્યા. રજપૂતો જીવ ઉપર આવી લડ્યા પણ હાર્યા. આ ઘેરામાં વહાલી માતૃભૂમિ અને એથીય વહાલા હિન્દુ ધર્મ માટે આઠ હજાર રજપૂત વીરોએ પોતાના પ્રાણની આહુતિ આપી. સ્ત્રીઓએ પણ ચિતામાં બળી પોતાના પ્રાણ આપ્યા. આ પ્રમાણે ચિતોડની પાયમાલી થઈ.

## અડગ ટેકીલો વીર પ્રતાપ

ચિતોડ પડ્યું પણ ચિતોડનો પ્રાણ હજી સ્વતંત્ર હતો. સિસોદીઆ રજપૂતોનો જુસ્સો હજી અદમ્ય જ હતો. ચિતોડ

પડયા પછી ચાર વર્ષે પ્રતાપ ઉદેપુરમાં રાજ્ય કરવા લાગ્યો. ચિતોડ એને પ્રાણ સાથે ચોંટયું હતું. ચિતોડ પાછું લીધા વિના એને રાજવૈભવો ન રૂચ્યા. બાપની કાયરતા પણ એને સાલતી હતી. હિન્દુધર્મ ઉપર અને ક્ષત્રિવટ ઉપર ઝઝુમતી આફતથી એનો આત્મા ગુંગળાઇ ગયો હતો. એક ધન્ય દિવસે એ વીર પડકારી ઉઠયો કે ચિતોડ પાછું ન લઉં ત્યાં સુધી પત્રાવળીમાં ભોજન લઇશ, ઘાસ ઉપર સુઇશ, અને મૂછના આંકડા વાળીશ નહિ. પ્રતાપે મોગલો સામે કેડ કસી. અકબરે એ વાત જાણી. મેવાડને રણમાં રોળવું એવા નિશ્ચયથી શાહજાદા સલીમને અને અંબરપતિ માનસિંહને મોટું લશ્કર આપી પ્રતાપ સામે મોકલ્યા. દુશ્મનોને સત્કારવા પ્રતાપ પણ અરવલીની ઓથે હલદીઘાટના મેદાનમાં નિર્ભય બની વાટ જોતો ઉભો. લશ્કર સામસામાં ભેટયાં; એકમેક થઈ ગયાં; અને જબરૂ યુદ્ધ મચ્યું. ઈ. સ. ૧૫૭૬. રજપૂતો જીવ ઉપર આવીને લડ્યાં. રણઘેલો પ્રતાપ ચેતકને કુદાવતો મોતને હાથમાં લઈ ઘૂમતો ઘૂમતો સલીમના હાથી સૂધી જઈ પહોંચ્યો. લોઢાના પીંજરમાં પૂરાઇને બેઠેલા શાહજાદાને પોતાના ભાલાનો સ્વાદ ચખાડવા પ્રતાપે ચેતકને ચેતવ્યો, "બેટા ચેતક, શું જુએ છે !" લાગલાજ ચેતકે ઝાડ થતાં કે આગલા પગો હાથી પર ટેકવ્યા અને પ્રતાપે ભાલો તોળી સલીમની અંબાડી તાકી. ભાલો ખડીંગ અવાજ કરતો પાછો ફર્યો. પણ એ વીરની વીરતાની નીશાની તો એ લોહ અંબાડી ઉપર કાયમ જ રહી. સલીમ મનમાં સમજી ગયો કે પ્રતાપના તેજ સામે ટકાય તેમ નથી. તરત હાથીની દિશા બદલાઈ અને પ્રતાપ એકલો મુગલોથી ઘેરાયો. પણ રજપૂત

અચ્ચો સલીમની માફક કાયર બની ન નાસતાં, મુગલોને તૃણની માફક કાપતો પોતાનો રસ્તો કરતો ચાલ્યો. છતાં આખરે આ વીર રજપૂતોનું નાનું સૈન્ય હાર્યું. પ્રતાપને નાસવું પડયું. તેનો ભાઇ સુક્તસિંહ શત્રુના પક્ષમાં હતો; છતાં તેણેજ ખરા અણીના પ્રસંગે પોતાનો ઘોડો પ્રતાપને આપી તેનો પ્રાણ બચાવ્યો.

હલદીઘાટનાં યુદ્ધ પછી પ્રતાપને પકડવા મુગલોએ ઘણા વિફળ પ્રયત્નો કરી જોયા પણ ફાવ્યા નહિ. અકબરે પણ તેની વીરતાની કિંમત કરી પ્રતાપ જેવાને વધારે રંજાડવાનું યોગ્ય ન ધાર્યું. પ્રતાપ ઈ. સ. ૧૫૯૭માં મૃત્યુ પામ્યો. પ્રતાપ એકલાએજ મુગલોના પગમાં હોમાતી ક્ષત્રિયવટને ને અસ્ત પામવા બેઠેલા હિંદુધર્મને બચાવી લીધેલ છે અને પોતાની ખાનદાનીની આબરૂ દિગંતમાં ફેલાવી છે. એણે સર્વ ખોયું પણ પોતાનો ટેક ખોયો નહિ; અને પોતાનું શિર અકબરના કે કોઈના કદમ આગળ ઝુકાવ્યું નહિ.

રજપૂતાનાના મેવાડ સિવાયના ઘણા રજપૂત રાજાઓને હરાવ્યા પછી અને એમની સાથે આંતરલગ્નની ગાંઠો બાંધ્યા પછી મુગલ સામ્રાજ્યને રજપૂત રાજાઓનો જબરો ટેકો મળ્યો. અને એ ટેકાથીજ મુગલ સલ્તનત વધી, પૂર્ણકળાએ પહોંચી અને જ્યારે એ ટેકો ગયો ત્યારે તેનો નાશ પણ સત્વર થયો.

## બંગાળાનો કબજો

રજપૂતાના અને ગુજરાત જીત્યા પછી અકબરને બંગાળા તરફ ફરવું પડયું. બંગાળાના પઠાણ સૂબાએ અકબરને સમ્રાટ્

તરીકે સ્વીકાર્યો હતો; પરંતુ એના મૃત્યુ પછી એના પુત્ર દાઉદખાને અકબરનું ઉપરીપણું ન સ્વીકાર્યું અને સ્વતંત્રપણે વર્તવા લાગ્યો. એથી અકબર જાતે દાઉદખાનનો વધ કરવા ઉપડયો. આ ચઢાઇમાં અકબરના મિત્ર અને સલાહકાર ટોડરમલ્લે પણ આગળ પડતો ભાગ લીધો હતો. એ ટોડરમલ્લના પરાક્રમથીજ અકબરે દાઉદખાનને વશ કર્યો. દાઉદને હરાવ્યા પછી એને બંગાળાની સુલતાનગીરીથી બરતરફ કરવામાં આવ્યો, અને ફક્ત કટકનો પ્રાંત જ એના કબજામાં સોંપવામાં આવ્યો. પરંતુ થોડા જ વખતમાં દાઉદે માથું ઉંચકયું અને બંગાળા ઉપર ચઢી આવ્યો. પણ અકબરે નીમેલા બંગાળાના નવા સૂબા ખાનજહાંએ અને ટોડરમલ્લે એને ઘેરી લઇ લડાઈમાં માર્યો. પછી એ દાઉદના સગાં વહાલાંઓને પણ ખાનજહાંએ જાનથી માર્યાં અને આખા બંગાળા ઉપર અકબરની આણ ફેરવી દીધી. આ પ્રમાણે બંગાળા પણ સામ્રાજ્યમાં સુસ્થિત થયું. અકબરને નમેલા લગભગ બધા રજપૂત રાજાઓ સામ્રાજ્યની અંદર મોટા હોદ્દે, ખાસ કરી કોઈ પ્રાંતના સૂબા તરીકે કે લશ્કરના વડા અધિકારી તરીકે નીમાઈ, મુગલ સામ્રાજ્યના રક્ષણ અને સંવર્ધન માટે તનતોડ મહેનત કરતા. અકબરના વખતમાં એના લશ્કરમાં ચુનંદા રજપૂત ઘોડેસ્વારોની ટુકડીઓએ લગભગ ૫૦ ને આશરે હતી, અને એ રજપૂતોની ટુકડીઓએ સામ્રાજ્ય માટે લડાયેલી દરેક લડાઇમાં અગ્રભાગ લઇ નામના મેળવી હતી. જે રજપૂતો અકબરનાં રાજ્ય પહેલાં પોતપોતાની હદમાં જ રહી અંદરોઅંદર કપાઈ મરતા હતા, તે રજપૂતોનું એકત્ર બળ અકબરના વખતથી મુગલ સામ્રાજ્યની આબાદી વધારવામાં જ વપરાવા લાગ્યું. એ

વસ્તુસ્થિતિ ઉભી કરી અકબરે મુગલ સામ્રાજ્યને લાંબી મુદત સુધી ટકાવી રાખ્યું, અને એ સાચા રજપૂત રાજાઓ પણ પોતાનો માનમર્તબો સચવાયો ત્યાં સુધી પોતાના અધીશ્વર મુગલ સમ્રાટોને બેવફા નહોતા નીવડયા. જહાંગીર અને શાહજહાં બન્નેને રજપૂત રાજાઓએ સારી મદદ કરી હતી.

બંગાળાનો કબજો સંપૂર્ણ મેળવ્યા પછી ઓરિસામાં પણ અકબરને માથું મારવું પડયું. ઓરિસાના પઠાણોએ બળવો જગાડયો, અને બંગાળ ઉપર ધસી આવ્યા. પણ તે વખતના બંગાળાના સૂબા, રાજા માનસિંહે એ બળવાખોર પઠાણોને સીધા દોર કરી કાયમને માટે નીચે બેસાડયા.

## અહમદનગરની સુલતાના ચાંદબીબી

અહમદનગરની જતી આબરૂને જાળવનાર વીરાંગના ચાંદબીબી વિષે કાંઈપણ ઉલ્લેખ કરતા પહેલાં આપણે અહમદ-નગરનું મુસલમાની રાજ્ય કેવી રીતે ઉત્પન્ન થવા પામ્યું તેનો સંક્ષિપ્ત ઇતિહાસ જાણી લઇએ.

મુગલ વંશ પહેલાં દિલ્હીની ગાદીએ થઈ ગયેલા પઠાણ બાદશાહોની નબળી દશામાં પઠાણ સામ્રાજ્યના તાબેદાર સૂબાઓ હિંદુસ્તાનમાં ઠેરઠેર સ્વતંત્ર થવા લાગ્યા હતા ત્યારે દક્ષિણમાં પણ એક નવતર મુસલમાની રાજ્ય ઉભું થયું. મુહમ્મદ તઘલખનાજ વખતમાં ઝાફરખાન નામનો એક પઠાણ સરદાર સ્વતંત્ર થઈ પડયો. એને દબાવવા મુહમ્મદ તઘલખે ઘણા પ્રયત્નો કરી જોયા પણ તે વિફળ ગયા; અને આખરે એ પઠાણ સરદાર

દક્ષિણના સ્વતંત્ર સુલતાન તરીકે જાહેર થયો. પ્રથમ એ ઝાફરખાન ગંગૂ નામના બ્રાહ્મણનો ગુલામ હતો પરંતુ પાછળથી એના ભાગ્યનો સિતારો ખુલી ગયો. એના ભલા શેઠ ગંગૂએ એનું ઉજળું ભવિષ્ય ભાખેલું તેથી સ્વતંત્ર સુલતાન તરીકે તખ્તનશીન થયા પછી એણે પોતાના વહાલા શેઠનું નામ નવા સ્થાપેલા રાજ્ય સાથે કાયમને માટે જોડી દીધું. એના વખતથી જ એનું રાજ્ય બ્રાહ્મણી રાજ્ય કહેવાતું. એ હસન ગંગૂનું બ્રાહ્મણી રાજ્ય ઈ. સ. ૧૩૪૭થી ૧૫૨૬ સુધી નભ્યું. જે સાલમાં બાબરે પઠાણ વંશના છેલ્લા લોદી બાદશાહને દિલ્હીના તખ્ત ઉપરથી ઉખેડી મારી નાખ્યો તે જ સાલમાં દક્ષિણમાં પણ આ પઠાણવંશીય બ્રાહ્મણી રાજ્યનો અંત આવ્યો. પરંતુ એ બ્રાહ્મણી રાજ્યનો સદંતર અંત આવ્યો તે પહેલાં એ અસ્ત પામતા રાજ્યની ઝાંખી કળામાંથી બીજાં પાંચ મુસલમાની રાજ્યો દક્ષિણમાંજ ઉત્પન્ન થઇ ચૂકયાં હતાં.

તે પાંચ રાજ્યો આ પ્રમાણે હતાં:—

બિજાપુરમાં આદિલશાહીવંશનું, અહમદનગરમાં નિઝામ શાહીવંશનું, ગોવળકોંડામાં કુતુબશાહીવંશનું, વરાડમાં ઈમાદશાહી વંશનું અને બિદરમાં બરિદશાહીવંશનું રાજ્ય હતું. જ્યારે અકબર સમ્રાટ્ તરીકે રાજ્ય કરતો હતો ત્યારે અહમદનગરમાં નિઝામશાહીવંશનું મુસલમાની રાજ્ય હતું. તે વખતે અહમદ નગરમાં હિંદુ અને હબસી ઉમરાવો વચ્ચે અણબનાવ ઉત્પન્ન થયો; અને એ અણબનાવનો લાભ લઇ અકબરે ત્યાં પણ પોતાની સત્તા જમાવવાના હેતુથી પોતાના પુત્ર મુરાદને અને બહેરામખાંના પુત્ર મિર્ઝાખાંને લશ્કર આપી ઈ. સ. ૧૫૯૫માં

અહમદનગર મોકલ્યા. અહમદનગરમાં તે વખતે શૂરી સુલતાના ચાંદબીબી, બાળક સુલતાન બહાદુર નિઝામશાહની સંરક્ષિકા તરીકે રાજ્યનો ભાર વહેતી હતી. મુગલોને અહમદનગર ઉપર આવતાં સાંભળી એ વિચક્ષણ અને ચકોર બુદ્ધિની સ્ત્રીએ તાબડતોબ ઘરમાં પડેલી તડને સમારી લીધી, અને હબસી ઉમરાવોનાં મન સંપાદન કરી લઈ એમને પોતાના પક્ષમાં લઇ લીધા. બિજાપુરના સુલતાન જોડે પણ સુલેહ શાંતિ કરી લીધી, અને આવતી આફત સામે ઝુઝવાની તૈયારી કરી, મુગલ સૈન્યની વાટ જોતી ઉભી. મુગલ સૈન્ય આવી પહોંચ્યું, અને અહમદનગરને ઘેરો ઘાલ્યો; પણ એ શૂરી બાઇએ નગરનું એવું તો વીરતા ભર્યું રક્ષણ કર્યું કે દુશ્મનો છક થઈ ગયા. છતાં છેવટે મુગલ સૈન્ય કિલ્લામાં એક બાકોરૂં પાડી શક્યું અને એ વાટે કિલ્લામાં પેસી જવાની મુગલોએ હામ ભીડી. અહમદનગર પડું પડું થઇ રહ્યું. બરોબર તે કટોકટીના વખતે કોણ જાણે કેવું શૂરાતન એ ચાંદબીબીના રોમેરોમમાં વ્યાપી ગયું કે તે એકલી બખ્તરમાં સજ્જ થઈ, હાથમાં નાગી તલવાર રાખી, દુશ્મનોને પેસવાનો માર્ગ રોકી, ખડક સમાન અડગ ઉભી રહી. એક ડગ પણ પાછી ઓસર્યા સિવાય કિલ્લામાં ધસતાં દુશ્મનોના પ્રાણ લેતી, ચંડી સમાન કોપેલી ચાંદબીબી, રાત પડી ત્યાં સુધી કિલ્લાને સંરક્ષતી ઉભીજ રહી. મુગલ સૈન્ય પાછું હઠયું, અને સવાર પડતામાં તો કિલ્લામાં પડેલું બાકોરૂં સમરાઈ ગયું અને ચાંદબીબી તો ત્યાંની ત્યાંજ દુશ્મનોને મોતની ભેટ કરાવતી અચળ ઉભી હતી. વીરાંગનાના એ તેજ સામે મુરાદનું શૌર્ય ઓસરી ગયું, ઘેરો ઉઠાવી લીધો, અને સુલેહનું કહેણ મોકલી માનભર સંધી કરી.

ચાર વર્ષ પછી જ્યારે અકબર જાતે દક્ષિણમાં આવ્યો ત્યારે તેણે ફરી અહમદનગર જીતી લેવાનો મનસુબો કર્યો અને શાહજાદા દાનિયાલ અને મિર્ઝાખાંને અહમદનગરને જીતી લેવા મોકલ્યા. અહમદનગર તે વખતે રાજ્ય ખટપટથી છવાઇ રહ્યું હતું. રાજ્યમાં ચાર વર્ષ પહેલાનું ઐકય નાશ પામ્યું હતું. અને એ ખટપટના મામલામાં બાળક સુલતાનના દુશ્મનોએ રચેલા કોઇ ક્રૂર કાવત્રામાં ચાંદબીબીનું કાસળ કાઢવાનો ઘાટ રચાયો. શૂરી ચાંદબીબી ઘરની ફાટફુટનો ભોગ થઈ પડી. એનાં અકાળ મૃત્યુથી મુગલો આ વખતે ફાવી ગયા. ચાંદબીબી વિનાનું અહમદનગર પડ્યું અને બાળક સુલતાન કેદ થયો.

## અકબરના નાલાયક પુત્રો અને એની મુંઝવણ

અકબરને સલીમ, મુરાદ અને દાનિયાલ નામના ત્રણ પુત્રો હતા. એકેમાં બાપની જોઇએ તેવી સારી છાપ ઊઠી ન હતી. અકબર જેવા લાયક પિતાના એ ત્રણે નાલાયક પુત્રો હતા. દાનિયાલ તો દારૂના વ્યસનમાં જ ચકચૂર રહેતો. બાપની હયાતીમાં જ એ વ્યસને એનાં પ્રાણ લીધાં. મુરાદ પણ પૂરો વ્યસની હતો. એનો જીવ દારૂની બદીમાં જ ગયો. સૌથી મોટો સલીમ પણ દારૂના નિશામાં પડી રહેતો. છતાં બીજા કરતાં કાંઈક ઠીક હતો. એનો શારીરિક બાંધો ભાઈઓ કરતાં મજબુત હોવાથી તેમના કરતા લાંબુ આયુષ્ય ભોગવી શકયો.

પણ એ સલીમમાં,-રાજ્યલોભે ઘર ઘાલ્યું હતું. બાપ કયારે મરે અને કયારે રાજ્ય ભોગવું એ ઝંખના દિવસરાત એને સતાવતી હતી. બાપનું કાસળ કાઢવા કાંઈ કાંઈ ખટપટો

એ રચ્યા કરતો હતો. અકબર પુત્રના એ સત્તાલોભી સ્વભાવથી સારી રીતે જાણીતો હોવાથી આત્મ રક્ષણમાં હમેશાં સાવધ રહેતો. કાંઇને કાંઈ બાનાં હેઠળ અકબર સલીમને દૂર મોકલી લડાઈના કાર્યોમાં પરોવાયલો રાખતો. પણ ઘણીવાર બાપના એ હુકમોનો અનાદર કરી સલીમ રાજ્ય દરબારમાં ડોકીયું પણ નહોતો કરતો.

આખરે બાપનાં લાંબાં જીવનથી કંટાળેલા સલીમે અલ્લાહબાદમાં રાજ્યચિહ્નો ધારણ કરી બિહારનો ખજાનો હાથમાં લીધો. સલીમની આવી નાલાયક અને નાદાન ચેષ્ટાઓ ચકોર બાપ, આંખ આડા કાન કરી, જોઈ ન જોઈ કરતો. પરંતુ ત્યાર પછી પણ સલીમ સખણો ન રહ્યો. ઈ. સ. ૧૬૦૨ માં એણે બાપને જબરો ફટકો લગાવ્યો. કોઈ મારાને ઉશ્કેરી અકબરના જીવજાન દોસ્ત અને સલાહકાર અબુલફઝલનો એણે ઘાત કરાવ્યો. અબુલફઝલના અકાળ મોતના સમાચાર સાંભળ્યા ત્યારે અકબરને મર્મનો ઘા લાગ્યો. દિવસો સુધી એણે ખાધા વિના રડ્યા કર્યું. "સલીમને જો બાદશાહ જ થવું છે તો મને મારી નાખી અબુલફઝલને જીવતો રાખ્યો હોત તો બહુ સારૂં થાત;" આટલા જ શબ્દો એ પુત્રવત્સલ પિતાનાં મુખમાંથી નીકળ્યા, પણ પુત્રને શિક્ષા કરવાનું એને ઠીક ન લાગ્યું.

મિત્રના મોત પછી અકબરને ચેન ન પડ્યું. સલીમને વંઠેલ નીવડેલો જોઇ એનું હૃદય રડયા કરતું હતું. વળી વૃદ્ધાવસ્થામાં અફીણનાં બંધાણથી પણ એનો બાંધો અને પ્રકૃતિ શિથિલ થવા લાગ્યાં હતાં. અકબરની એવી લથડતી પ્રકૃતિ જોઈ રાજા માનસિંહે અને બીજા લાગતાવળગતા ઉમરાવોએ

સલીમને રાજ્યપ્રાપ્તિમાંથી હડસેલી એના પુત્ર ખુશરૂને રાજ્ય આપવાનો પ્રબંધ રચ્યો. પણ એમનું ધાર્યું બર ન આવ્યું. અકબરની ઇચ્છા સલીમને જ રાજ્ય સોંપવાની હતી; એથી એ વફાદાર અમીરો પોતાના વૃદ્ધ શહેનશાહની ઇચ્છાને અનિચ્છાએ તાબે થયા. અકબરે સલીમને વહાલથી બોલાવી પોતાની હયાતિમાંજ રાજમુકુટ એના માથે મૂકયો અને હુમાયુંની વિજયી તલવાર એની કેડે લટકાવી. વધુમાં જાહેર કર્યું કે તમામ અમીર ઉમરાવોએ સલીમને જ બાદશાહ તરીકે માનવો, અને આજદિન સુધી સામ્રાજ્ય તરફ રાખી છે તેવીને તેવી જ વફાદારી કાયમ રાખવી.

## અકબરનું મૃત્યુ અને ચારિત્ર્ય

ઇ. સ. ૧૬૦૫માં ૬૩ વર્ષની પાકટ વયે અકબરે આગ્રામાં પ્રાણ છોડ્યા. સલીમ તે વખતે હાજર ન હતો. પરંતુ અકબરની ઇચ્છા પ્રમાણે એને જ રાજ્યનો વારસ ગણી પાછળથી તખ્ત-નશીન કરવામાં આવ્યો.

હિંદના પ્રાચીન કાળમાં થઈ ગયેલા મહાન અશોક પછી જો બીજો કોઇ પણ બાદશાહ એની બરોબરીનો થયો હોય તો તે અકબર જ હતો. એનું શારીરિક કૌવત અખૂટ હતું. એકી સપાટે એ પગપાળે માઇલોના માઇલોની મુસાફરી કરી શકતો. એ કદી પણ હિંમત હારતો નહિ. શરીરે કદાવર અને દેખાવડો હતો. રીતભાતમાં એ ગંભીર અને છટાદાર હતો. અખાડાનો ખેલનાર એ અકબર શિકારે જતાં કદી થાકતોજ નહિ. રાજ્યકારભારમાં પ્રવીણ અને પાવરધો હતો. અભણ છતાં

ભણેલાને ટક્કર ખવરાવે એવું એનું વિશાળ જ્ઞાન અને અનુભવ હતાં. સંસ્કૃતનો એ શોખીન હતો, અને સાહિત્યનો એ રસિયો હતો. એણે ઘણાં વિદ્યાકાર્યોને ઉદાર આશ્રય આપ્યો હતો. ધર્મસહિષ્ણુ એ ધર્માત્મા, તમામ ધર્મોનો પૂજક અને પ્રશંસક હતો. ભિન્ન ભિન્ન ધર્મતત્ત્વોને સમજી જીરવી શકે એવી એની પ્રતિભા હતી. પોતાના કુટુમ્બીઓ, સ્નેહીઓ અને મિત્રો તરફ એ બહુજ માયાળુ અને સ્નેહાળ હતો. દુશ્મન તરફ પણ એની કરુણાનાં વહેણ વહેતાં હતાં.

## અકબરનો નવો ધર્મ

એની રાજ્યકારકીર્દીમાં એણે સર્વધર્મોનું દોહન કરી એક નવોજ પંથ સ્થાપ્યો હતો. એ નવા પંથનું નામ "દીને ઇલાહી" હતું. અને એ પંથના સંસ્થાપક તરીકે પોતાને જ માનતો. એ નવા પંથના અનુયાયીઓ ખાનગીમાં એનાં પવિત્ર કદમમાં શિર ઝુકાવતા એ જાણી ઘણા ચુસ્ત મુસલમાનો એની તરફ કરડી નજરે જોતા. ધર્મનો નવો પંથ સ્થાપવાનો એક જ હેતુ હતો. લોકોને ધર્મસહિષ્ણુ બનાવવા અને એમ કરી ધર્મના કજીયાઓને નાબુદ કરવા. હિન્દમાં વસતી વિરુદ્ધ ધર્મી બે પ્રજાઓના મનનું સ્વાસ્થ્ય કેળવી એમનાં અંતરો જોડી દેવાનું વિકટ કાર્ય સાધવાનું બીજ આ નવા ધર્મમાં એણે વાવ્યું હતું. હિન્દુ અને મુસલમાનો ધર્મના ભેદે કજીયાઓ કર્યા જ કરે તો રાજ્યમાં કદીપણ શાન્તિ, સુવ્યવસ્થા કે આબાદી દેખાય નહિ, એ સત્ય, જેવું અકબરની નજરમાં દેખાયું હતું તેવું બીજા કોઈ મુસલમાન બાદશાહના મનમાં નહોતું ઠસ્યું.

અકબરે જ એ સત્ય પોતાના અંતરમાં પારખ્યું હતું. અને એ સત્ય ઉપર ઘેલા બની જઈ એણે પોતાની શક્તિઓથી જે કોઈ દિશામાં પ્રયત્ન થઇ શકે તે કરવામાં મણા નહોતી રાખી. હિન્દુઓ સાથે આંતરલગ્નોના ચીલો પાડી પહેલ કરવામાં વિકારો તૃપ્ત કરવાનો નીચ હેતુ નહોતો. ઉલટું, હિન્દુ મુસ્લીમનાં લોહીનું સંમિશ્રણ કરી દઇ, અમુક કાળે એક જ પ્રજા ઉભી કરવાનું મહાન સાહસ સમાયું હતું. હિન્દુસ્તાનમાં એક પ્રજા બનાવવી એ ઉદાર અને દીર્ઘદૃષ્ટિભરેલો હેતુ આ મિશ્ર લગ્નોદ્વારા સાધવાનો મહાન અખતરો અકબરે માંડ્યો હતો. જો કે મનુષ્યનું ધાર્યું કાંઈ બનતું નથી; છતાં અકબરે તો મનુષ્યપ્રયત્નો કરવામાં મણા નહોતી જ રાખી. નવો પંથ અને નવી લગ્ન વ્યવસ્થા એના મરી ગયા પછી આગળ ન જ ચાલી.

પ્રજાપ્રજામાં ઐક્ય જમાવવાની ખાતર એણે સર્વ પ્રજા તરફ સમભાવ જ કેળવ્યો હતો. હિન્દુ મુસલમાન વચ્ચેનો તફાવત દૂર કરી બંનેને એકજ નજરે એણે અપનાવ્યા હતા. લગભગ દરેક હિન્દુ કે મુસલમાન રાજા જે અકબરને શરણે થઈ ગયો તે તેની તરફથી કાંઇને કાંઇ કૃપા પામ્યા વિના રહ્યો જ નથી. આવી ઉદાર એની સમભાવના હતી. રાજ્ય મેળવ્યા પછી સાતમે વર્ષે જજીયા વેરો જે હિન્દુઓ પાસેથી ઘણા વખતથી માથા દીઠ લેવામાં આવતો તે તથા બીજા કેટલા અન્યાયી કરો એણે નાબુદ કર્યા.

## અકબરના સુધારા અને રાજ્યબંધારણ

અકબરના વખતમાં રાજા ટોડરમલ્લે જમીનમહેસુલની આંકણી નવીજ ઢબે નવેસરથી કરી. જમીનની માપણી અને

કસની આંકણી કરીને દરેક ખેતરની અમુક મહેસુલ રાજ્યના હક્કની ઠરાવી. આમ થવાથી ખેડુતોને એક તો કરનો બોજો હલકો થયો, અને મહેસુલ ઉઘરાવવા આવનાર અફસરોનો ત્રાસ પણ દૂર થયો. દરેક ખેડુત પોતાને રાજ્યના હિસ્સામાં શું આપવાનું છે એ જાણતો હોવાથી કર ભરી દેવામાં એને કશી અડચણ કે આડકતરૂં દબાણ થવાનો સંભવ ન હતો.

મહેસુલ ઉઘરાવવાની આ નવી રીત પ્રથમ સૂરવંશના પહેલા બાદશાહ શેરશાહના વખતમાં ટોડરમલ્લે દાખલ કરવી ધારી હતી. પરંતુ શેરશાહના અકાળ મોતથી એ અધૂરી રહેલી યોજના છેવટે અકબરના વખતમાં અમલમાં આવી.

રાજ્યની સંગીન વ્યવસ્થા માટે અકબરે પોતાના વિશાળ સામ્રાજ્યના અઢાર ભાગલા પાડી નાખ્યા. દરેક ભાગને સૂબાનું નામ આપવામાં આવ્યું. દરેક સૂબા ઉપર એક અધિકારીને સૂબેદાર તરીકે નીમવામાં આવ્યો. સૂબાના પણ પેટા વિભાગો પાડવામાં આવ્યા અને એ દરેક પેટા વિભાગ ઉપર પણ અકકેક મનસબદાર નીમાયો. અને એ બધા મનસબદારોનો વડો ઉપરી સૂબેદાર હતો અને બધા સૂબેદારોનો વડો ઉપરી અકબર પોતેજ હતો. આ વિભાગો દ્વારા મહેસુલી કાર્ય બહુ સરળતાથી અને ઝડપથી થતું. મનસબદારો મહેસુલ ઉઘરાવી, પોતાના હક્કનો પગાર પોતે લઈ, બાકીની વધેલી મહેસુલ સૂબેદારને પહોંચતી કરતા. સૂબેદારો એ પ્રમાણે આવેલી મહેસુલ દિલ્હીમાં અકબરને મોકલાવી આપતા. ઘણુંખરૂં મનસબદારો અને સૂબેદારો લડાયક જાગીરદારો જ હતા. બહુ નાની



હિંદુસ્તાન
૧૬૦૫
-નું-
રાજ્ય
ગોન્ડવાના
અરબી
સમુદ્ર
બંગાળા
નો
ઉપસાગર

કોટીના મનસબદારો જ પગાર લઈ કામ કરતા. બાકી મોટા મનસબદારો અને સૂબેદારો પોતાના હોદ્દા પ્રમાણે મળેલી જાગીરો ઉપર જ પોતાનો નીભાવ કરતા. એ બધા જાગીરદારો રાજ્યની સલામતી માટે લડાતી લડાઈઓમાં પોતાના હોદ્દાને છાજતું લશ્કર લઈ રાજ્યની વહારે ધાતા. આ મદદ ફરજ-રૂપે જ આપવી પડતી હતી.

## અકબરના મિત્રો અને સલાહકારો

અકબરના મિત્રો અને સલાહકારોમાં મુખ્ય (૧) આઈ–ન–ઇ–અકબરી–અકબરના કાયદાનું પુસ્તક–લખનાર અબૂલફઝલ, (૨) જમીન–મહેસુલ ઉઘરાવવાની નૂતન પધ્ધતિ દાખલ કરનાર રાજા ટોડરમલ્લ, (૩) અબૂલફઝલનો વડો ભાઈ અને અચ્છો શાયર ફૈજી, (૪) વિચક્ષણ અને હાજરજવાબી બીરબલ, (૫) વફાદાર સેનાપતિ અને સામ્રાજ્યનો સ્તંભ રાજા માનસિંહ, (૬) ગાયનપ્રવીણ ઉસ્તાદ તાનસેન, અને (૭) શીઘ્ર કવિ ગંગ હતા.

# પ્રકરણ-૩ જું

# મુગલ સામ્રાજ્યનો મધ્યાહ્ન

# જહાંગીર, શાહજહાં અને ઔરંગઝેબ

## ૧

## મોજીલો જહાંગીર ( જગવિજેતા )

## ઈ. સ. ૧૬૦૫ થી ૧૬૨૭

### જહાંગીર અને ખુશરૂ

પોતાની સાડત્રીસ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૬૦૫માં શાહજાદો સલીમ જહાંગીર (જગવિજેતા) એવું માનવંતું નામ ધારણ કરી અકબર પછી ગાદીએ બેઠો. અકબર જીવતાં ખુશરૂ (જહાંગીરના જ પુત્ર) ને દિલ્હીની ગાદી આપવાની પેરવી ખાનગીમાં થઇ હતી. પરંતુ શાણા અકબરે એને બહાલી નહોતી આપી; અને મરણ પથારીએથી ઇચ્છયું હતું કે મારા પછી મારો પુત્ર સલીમ જ ગાદીએ આવે અને સર્વે અમીર ઉમરાવો તેને જ વફાદાર રહે, એથી અકબરની ઇચ્છા પ્રમાણે કોઈપણ ખટપટ વિના સલીમ તખ્તનશીન તો થઇ ગયો; પરંતુ એ પછી ચાર જ માસમાં દબાઈ રહેલું કાવત્રું પ્રકાશમાં આવ્યું અને શાહજાદા ખુશરૂને રાજ્ય અપાવવા બળવો

જાગ્યો. પરંતુ જહાંગીરે તાબડતોબ ચાંપતા ઈલાજો લીધા અને ઉગતા બળવાને એક જ માસમાં દાબી દીધો. જોકે નાસી જતા ખુશરૂને પિતાએ પકડાવી કેદ કરાવ્યો અને એના બળવાખોર સહાયકોમાંના ઘણાને કેદ કરી કમકમાટી ઉપજે એવી ઘોર શિક્ષા કરી મારી નખાવ્યા. રસ્તાની બેઉ બાજુએ લાંબે સુધી વધસ્તંભો રોપી ત્રણસો બળવાખોરોના પ્રાણ એક જ દિવસે જહાંગીરે લીધા અને એવું કહેવાય છે કે એ વધસ્તંભ ઉપર પીડાતા સોબતીઓની કારમી કંપારી છુટે એવી કરૂણ ચીસોના દુઃખી અવાજો ખુશરૂના કાનમાં થઈને સોંસરા એના હૃદયમાં ઉતરી જાય અને ફરી એવું નિમકહરામ પગલુ ભરતાં ભૂલી જાય એવા હેતુથી જહાંગીરે ખુશરૂને એક હાથી ઉપર બેસાડી એ સોબતીઓની દુર્દશા જોવા આખે રસ્તે ફેરવ્યો હતો. આ બનાવની નોંધ પણ જહાંગીરની નોંધપોથીમાં તા. ૭–૫–૧૬૦૬ નીચે લખેલી છે કેઃ– રાજ્યની સુવ્યવસ્થા ખાતર મારા જ ફરમાનથી, હું રહું છું તે ગુલશનથી માંડી લાહોર સુધી પહોંચતા જાહેર રસ્તાની બન્ને બાજુએ વધસ્તંભો રોપવામાં આવ્યા હતા અને જે બળવાખોરોએ ખુશરૂના રાજ્યલોભમાં મદદ કરી હતી તેમને બધાને ફાંસીને લાકડે લટકાવી રીબાવી રીબાવી મારી નાખવામાં આવ્યા હતા; અને કેટલાક શકદારોને પણ આકરી શિક્ષા કરવામાં આવી હતી.

આ ઘોર કૃત્યનો જહાંગીર એક જગ્યાએ પોતાની નોંધપોથીમાં નીચે મુજબ બચાવ કરે છેઃ–“ રાજ્યમાં અને રાજ્યની સલામતીમાં રાજાએ પુત્ર હોય, જમાઈ હોય, કે કોઈપણ સગો હોય, તેને શિક્ષા કરતાં ખચકાવું ન જોઇએ.” જહાંગીરનો

આ સિદ્ધાંત, સિદ્ધાંત તરીકે બહુ જ મજેનો છે. જહાંગીરે તો એ ઉમદા સિદ્ધાંતનો અમલ બીજા ઉપર કરી રાજધર્મ પાળ્યો પણ જો એ જ સિદ્ધાંતનો અમલ અકબરે જહાંગીર ઉપર કર્યો હોત તો જહાંગીર પોતાની નોંધપોથીમાં રાજકીય સલામતીના ઉમદા સિદ્ધાંતની કેવીક કિમ્મત આંકત એ આપણે ન કહી શકીએ. જહાંગીરે તો એ સિદ્ધાંત પ્રમાણે આચરી "પરોપદેશે પાંડિત્ય" જ બતાવ્યું છે.

ખુશરૂને કેદ કર્યા પછી લગભગ સોળ વર્ષ સુધી એની આંખોનું અર્ધું તેજ હરી લઈ કેદમાં જ પૂરી રાખ્યો હતો અને એ આખરે કેદખાનામાં જ સડીસડીને મોત પામ્યો. એને શાહજાદા ખુર્રમે (શાહજહાં) પોતે નિષ્કંટક રાજ્ય ભોગવી શકે એ હેતુથી મરાવી નખાવ્યો હતો. ગમે તેમ હો પણ એનું મોત તો બંદીવાન તરીકે બેહાલ દશામાં જ થયું હતું.

## જહાંગીરની મહેચ્છાઓ

જહાંગીર જો કે એના બાપ જેવો ન હતો છતાં એની મહાકાંક્ષાઓ એના બાપથી જરાય મોળી ન હતી. એને તો મધ્ય એશિયામાં આવેલું એના બાપદાદાઓનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાની અને આખા દક્ષિણ હિંદને મુગલ સામ્રાજ્યના છત્ર નીચે લાવવાની મહેચ્છાઓ હતી. પહેલી મહેચ્છા તો આકાશપુષ્પ માફક અણખીલી જ રહી; પણ દક્ષિણહિંદ જીતવા માટે થોડાંએક ફાંફાં માર્યા પછી અહમદનગરનો કબજો લીધો, પણ તે તેના જ સમયમાં થોડાક વખત પછી ચાલ્યો ગયો.

## મેવાડ પતન અને કાંગ્રાગઢની પ્રાપ્તિ

જે ટેકીલા પ્રતાપે સરી જતી રાજવટને મહા મહેનતે પકડી રાખી હતી તે જ વીર પ્રતાપના પુત્ર અમરસિંહના વખતમાં મેવાડની પડતી થઈ. અમરસિંહે એક દસકો રાજ્ય કર્યું ન કર્યું ત્યાં તો દિલ્હીથી મુગલની ફોજ શાહજાદા ખુર્રમ (શાહજહાં) ની સરદારી નીચે મેવાડ ઉપર ધસી આવી. રાણા અમરસિંહે મેવાડને બચાવી લેવા બહુ બહુ પ્રયત્નો કર્યા. એક જગ્યાએથી બીજી જગ્યાએ ટેક સાચવવા અને મેવાડ બચાવવા તે આથડ્યો; પણ મુગલ સૈન્યે એનો એવો તો પીછો પકડ્યો કે એ મર્દ રાણાને શાહજાદા ખુર્રમને તાબે થવું જ પડ્યું, ઈ. સ. ૧૬૧૪. રાણા અમરસિંહને અને એના પુત્ર કરણસિંહને રાજવી દબદબાથી દિલ્હીમાં માનભર નોતરી લાવવામાં આવ્યા અને ત્યાં એ રાણાએ દિલ્હીના મુગલ બાદશાહ જહાંગીરને પોતાના સમ્રાટ્ તરીકે સ્વીકાર્યો. એ યાદગાર પ્રસંગના સ્મરણમાં જહાંગીરે શિલ્પી પાસે રાણા અને તેના પુત્રનાં એમ બે આરસનાં બાવલાં કરાવ્યાં. એ બાવલાં આગ્રાના ગુલશન બાગમાં ખડાં કરવામાં આવ્યાં હતાં એમ મુગલ ઇતિહાસકારો લખી ગયા છે. જો કે એના પુરાવાઓ આજે મળતા નથી; તેમ એની કોઈપણ નિશાની આજે મોજુદ નથી.

જહાંગીરના વખતમાં બીજો લશ્કરી વિજય તે પંજાબમાં આવેલ કાંગ્રાગઢની જીતનો છે. જે અજેયગઢ અકબર પણ નહોતો જીતી શકયો તે ગઢ જહાંગીરે લીધો. તે મનમાં

વારંવાર પુલાતો. એ ગઢ જીત્યા પછી જહાંગીર જાતે ત્યાં ગયો હતો અને કહેવાય છે કે ત્યાં જહાંગીરે એ યાત્રારૂપ ગણાતા ગઢની પવિત્રતાનો હિન્દુઓની આંખમાં ખુંચે તેવી રીતે નાશ કર્યો હતો. હિન્દુઓના દેખતાં જ ત્યાં એક બળદને રેંસી નાખવામાં આવ્યો હતો અને એ કિલ્લામાં જ એક મસીદ પણ બાંધી દેવામાં આવી હતી.

## નૂરજહાં

જહાંગીરની આખી કારકીર્દીમાં એનું નૂરજહાં સાથેનું ઈ. સ. ૧૬૧૧ માં થયેલું લગ્ન સૌથી અગત્યનો પ્રસંગ ગણી શકાય. કારણ કે એ લગ્ન પછી બેગમ નૂરજહાં જ પડદા પાછળ રહી રાજ્યનાં બધાં તંત્ર ચલાવતી હતી. નૂરજહાં દૈવસંજોગે જ ફકીરીમાંથી અમીરી અને અમીરીમાંથી બાદશાહી પામી હતી. એનું મૂળ નામ તો મિહરુન્નિસા હતું. તે એવી તો ખુબસુરત ને હસમુખી હતી કે તેના પિતાએ તેનું નામ મિહરુન્નિસા પાડયું હતું. ચકોર બુદ્ધિની એ નૂરજહાં પૂર્વાવસ્થામાં ગરીબ હાલતમાં આવી પડેલ એક કુળવાન ઈરાની માબાપની છોકરી હતી. બાપની એવી ગરીબ હાલત થઇ પડી હતી કે ખાવાના સાંસા પડયે એમણે ઈરાન છોડી હિન્દ આવવા મનસૂબો કર્યો. પતિપત્ની બન્ને દુઃખનાં માર્યાં જ્યાં દૈવ લઈ જાય ત્યાં જવા નીકળ્યાં. ગર્ભવતી પત્નીએ રસ્તામાં જ એક બાળકીને જન્મ આપ્યો. જન્મેલ બાળકીને વગડામાં જ પડતી મૂકી દંપતી માર્ગ કાપતાં આગળ ચાલ્યાં. એવામાં એ જ રસ્તે થઇને જતા કોઇ સોદાગરે એ બાળકીને જોઇ. દયાળુ સોદાગર

એ બાળકીને પોતાને ઘેર લઈ ગયો અને ઉછેરી મોટી કરી. નશીબજોગે એ ભલા સોદાગરે જે ધાવને એ બાળકીના પોષણ અને રક્ષણ માટે શોધી હતી, તે પેલી બાળકીની પ્રસૂતા મા જ હતી અને આગળ જતાં એ સોદાગરની લાગવગથી એ માદીકરી અને સોદાગરનું આખું કુટુમ્બ અકબરના દરબારમાં જાણીતું થઈ પડયું. અકબરના દરબારમાં એ બાળક મિહુન્નિસાનો બાપ અને ભાઈ જોતજોતામાં સારી નોકરીએ ચઢી ગયા, એટલે એ કુટુંબના સ્ત્રીવર્ગને જનાનખાનામાં આવવા જવાની ખાસ પરવાનગી મળી. જનાનખાનામાં અવારનવાર જવા આવવાથી મિહુન્નિસાના સૌન્દર્યે શાહજાદા સલીમને પરવશ બનાવ્યો. જ્યારે અકબરને કાને આ વાત આવી ત્યારે તેને લાગ્યું કે સલીમ જેવો મુગલ શાહજાદો મિહુન્નિસા જેવી અજ્ઞાત કુળની કન્યાને પરણે એમાં મુગલ કુળનું ભૂષણ નહિ.

તાબડતોબ અકબરે મિહુન્નિસાને સલીમની નજરથી દૂર કરવાનો નિશ્ચય કર્યો અને ટુંક વખતમાં જ શેરઅફ્ઘાન નામના એક યુવાન ઈરાની જોડે મિહુન્નિસાના નિકા પઢાવી દઈ એ યુવાનને બંગાળામાં આવેલ બર્દવાન તાલુકાનો ઉપરી બનાવી મિહુન્નિસા સાથે દૂર મોકલી દીધો. અકબરની આ યુક્તિથી સલીમના હૃદયને કારી ઘા લાગ્યો: પણ તેના કાર્યને ફેરવવું એ અશકય હતું. પછી તો સલીમ બાદશાહ થયો. તરત જ તેણે બાદશાહ તરીકે બંગાળાના સૂબા ઉપર ફરમાન કાઢયું કે એણે શેરઅફ્ઘાનને મિહુન્નિસા સાથે તલાક આપવા સમજાવવો. ચીઠ્ઠીના ચાકર સૂબાએ ફરમાન પ્રમાણે પ્રયત્ન કર્યા. પણ શેરઅફ્ઘાને એ વાતની ઘસીને ના પાડી. એમાંથી થયો જંગ.

શેરઅફ્ઘાન અને બંગાળાનો સૂબો મરાયા; પણ તે પહેલાં મિહ્રુન્નિસાને તો જહાંગીરની હજુરમાં દિલ્હી મોકલી દેવામાં આવી હતી. દિલ્હીમાં આવ્યા પછી મિહ્રુન્નિસાએ જહાંગીર સાથે ફરીથી નિકા પડવાની આનાકાની બતાવી. જહાંગીરે તે વખતે વધુ દબાણ ન કર્યું પણ તે સાથે એને મહેલમાંથી દૂર જવા ન દીધી. આખરે ચાર વર્ષ પછી મિહ્રુન્નિસા પીગળી અને જહાંગીર સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઈ. હવે મિહ્રુન્નિસા સુલતાના થઈ.

હવે જહાંગીર જાણે દુનિયાને જીતી લાવ્યો હોય તેમ ફક્કડ થઈ રહેવા લાગ્યો. જહાંગીર એ રસસુંદરીને પ્રથમ નૂરમહાલ (ગૃહ–જ્યોત્) અને પાછળથી નૂરજહાં (જગ–જ્યોત્) ને નામે સંબોધતો. એ મિહ્રુન્નિસા ઇતિહાસમાં નૂરજહાંને નામે પ્રસિદ્ધ છે.

જહાંગીરના રાજ્યમાં નૂરજહાંનું ચલણ એટલું બધું હતું કે એને પૂછ્યા વિના જહાંગીરથી એક તરણું પણ ન તૂટતું. રાજ્યનાં તમામ કાર્યોમાં નૂરજહાં બાહોશીથી માથું મારતી અને દરેક કાર્યમાં એની ચાલાકી અને પ્રવીણતા તરી આવતાં. રાજયના સિક્કા ઉપર પણ જહાંગીરના નામ સાથે બેગમ નૂરજહાંનું નામ ખરૂં જ. જહાંગીર ઉપર એનો કાબુ અદ્ભુત હતો. આખા સામ્રાજ્યમાં નૂરજહાંનું જ ચલણ હતું. મુસલમાન ઇતિહાસકારો એટલે સુધી લખી ગયા છે કે, “ જહાંગીર પોતે ઘણી વખત મગરૂરીથી એમ બોલતો કે રાજ્યકારભાર સંભાળી લેવાની તાકાત અને લાયકાત નૂરજહાંમાં પૂરતી છે. મારે એ

કડાકુટ ન જોઇએ. મને તો ફક્ત મીઠો લહેજતદાર શરાબ અને મસાલાદાર ભોજન આપો એટલે મારે મન સ્વર્ગ સમાન સુખ છે." અને ખરી રીતે હતું પણ તેમ જ. નૂરજહાંનો દોર રાજ્યમાં એટલો બધો હતો કે કોઈ ઉચું માથું એની સામે નહોતું કરી શકતું. ખુદ જહાંગીર પણ એનાથી બ્હીતો. નૂરજહાંની ધાકે જ એની શરાબની બદ આદત અને ઘાતકીપણું કાબુમાં રહી શક્યાં હતાં.

નૂરજહાં બહુ દયાળુ બેગમ હતી. તે જાતે દુઃખીઓની દાદ સાંભળવા બેસતી. નિરાધાર અને દુઃખીઓની એ વિસામો હતી. ખાસ કરી માબાપ વિનાની છોકરીઓને તે આશ્રય આપતી. જહાંગીર જીવતાં એની સત્તા આખા રાજ્યમા પૂર દમામથી ચાલતી. પણ શાહજહાં ગાદીએ આવ્યા પછી એની સત્તાનો દોર નરમ પડી ગયો. તેમ છતાં શાહજહાંએ એ કાબેલ નૂરજહાંને એના દરજ્જા પ્રમાણે યોગ્ય વર્ષાસન આપી માનમરતબાથી રાખી. તે બાજરમાન સુલતાના ઈ. સ. ૧૬૪૫માં મરણ પામી અને જહાંગીરની કબર પાસે જ એને લાહોરમાં દફન કરવામાં આવી. એની જીંદગી દરમ્યાન એનો બાપ ઇતિમાદ–ઉદ્–દૌલા, ભાઈ આસફખાં તેમ જ બીજાં અનેક સગાં સ્નેહીઓ એના વૈભવ અને સત્તામાં ખૂબ માણ્યાં હતાં.

## નૂરજહાંની ખટપટો

જહાંગીર જીવતાં નૂરજહાંએ પોતાના ભાઈ આસફખાંની પુત્રી મુમતાજમહાલનું લગ્ન શાહજાદા ખુર્રમ સાથે અને

પોતાના જુના ઘરની પુત્રીનું લગ્ન જહાંગીરના સૌથી નાના પુત્ર શહર્યાર સાથે કર્યું હતું. પ્રથમ તો નૂરજહાંને શાહજાદા ખુર્રમ ઉપર ઘણું વહાલ હતું અને એના ઉપર તેના ચારે હાથ હતા. પણ જેમ જેમ ખુર્રમની કીર્તિ એના બાહુબળથી વધતી ચાલી તેમ તેમ નૂરજહાંને એના ઉપર અદેખાઈ આવતી ગઈ, તે એટલે સુધી કે રાજ્યમાંથી એનો હક્ક નાબુદ કરી હરકોઇ ઉપાયે પોતાના જમાઈ શહર્યારને દિલ્હીની ગાદી અપાવવી એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો. પછી એ હેતુ સાધવાને તે વિવિધ ખટપટો કરવા લાગી. શાહજાદા ખુર્રમને નૂરજહાંની એ બધી ખટપટોની ગંધ આવતી; એટલે એ પણ પોતાની પેરવીમાં જ રહેતો. એક દિવસ ખુર્રમે લાગ જોઈ બળવો કર્યો; પણ નૂરજહાંએ મહોબતખાં નામના બહાદુર સરદારને કાબુલથી દિલ્હી બોલાવીને તૈયાર જ રાખ્યો હતો. તરત જ ખુર્રમનો બળવો સમાવી દેવા મહોબતખાંને રવાના કરવામાં આવ્યો. મહોબતખાં આવતાં, ખુર્રમને નાસી બંગાળામાં ભરાઇ જવું પડયું. ખુર્રમથી કશું જ ન બની શકયું. પરંતુ પાછળથી એ ખુર્રમે બાપ જોડે સુલેહ કરી અને બાપે એને શાહજહાં (જગવિજેતા)નો માનવંતો ઇલ્કાબ આપ્યો. ઇ. સ. ૧૬૨૫.

## *મહોબતખાંનો બળવો

વખત જતાં મહોબતખાં ઉપર પણ નૂરજહાંને અદેખાઈ આવવા લાગી. કારણ કે મહોબતખાં શાહજાદા પર્વિઝનો પડખીઓ

* મહોબતખાંનો બાપ સગર (સુક્તસિંહ) રાણા પ્રતાપસિંહનો ભાઇ હતો. પણ મહોબત મુસલમાન થઇ ગયો હતો.

અને મદદગાર થઇ ગયો હતો. પર્વિઝની લાગવગ રાજ્યમાં જરાય વધે એ નૂરજહાંને અરૂચતી વાત હતી. નૂરજહાંને એકલા શહર્યારને જ આગળ પાડવો હતો અને એને રાજ્ય અપાવવું હતું. એથી મહોબતખાંને કેદ કરી લેવાના મનસુબાથી નૂરજહાંએ એવો હુકમ કાઢ્યો કે મહોબતખાંએ જહાંગીરને લાહોર મુકામે મળવું. મહોબતખાં દોડતો આવી પહોંચ્યો; પણ એણે જ્યારે જાણ્યું કે એ બધું કાવત્રું તો પોતાને કેદ કરવાને જ નૂરજહાંએ રચ્યું છે ત્યારે સાવધ થઈ એણે પોતાની હોશિયારીથી જહાંગીરને જ કેદ પકડી લીધો; એક વર્ષ સુધી નૂરજહાંને પણ હંફાવી અને ફાવવા ન દીધી. પણ આખરે ચતુર નૂરજહાંએ મહોબતને પોતાની આબાદ ચાલબાજીમાં મ્હાત કર્યો, અને જહાંગીરને મહોબતખાંના કબજામાંથી છોડાવ્યો. એ પછી મહોબતખાં નૂરજહાંથી ડરી દક્ષિણમાં નાસી ગયો અને ત્યાં શાહજહાંના પક્ષમાં ભળી ગયો.

## જહાંગીરનું મૃત્યુ અને એનું ચારિત્ર્ય

પોતાના રાબેતા મુજબ જહાંગીર દર સાલ ઉનાળામાં હવા ખાવા માટે કાશ્મીરના રમ્ય પ્રદેશમાં જતો. જહાંગીર કહેતો કે, "જહાં ઉપર બેહિસ્ત શો, કાશ્મીરનો મનમોહક ગુલોથી બહેકતો પ્રદેશ, સારા વર્ષ દરમ્યાન બાગેબહારની લિજ્જત આપે છે. દર્વિશોના દિલને બહલાવે અને ખુદાની બંદગીમાં એક ચિત્ત કરાવે એવો એ રમણીય કુદરતનો પ્રદેશ છે." ઈ. સ. ૧૬૨૭ માં કાશ્મીરથી પાછા ફરતાં રસ્તે તે અચાનક માંદો પડ્યો અને લાહોર મુકામે એનો દેહ પડ્યો. પોતાના

પાયતખ્ત સમાન પ્યારા લાહોરમાં જ એના મૃત દેહને દફન કરવામાં આવ્યો. જહાંગીરને કેટલાએક ઇતિહાસજ્ઞો શરાબી દાનો કહે છે. એની જુવાનીમાં એ બધા ખેલો ખેલી ચૂકયો હતો. એ મનમોજી, ભલો અને "હોતી હૈ, ચલતી હૈ" એવી લહેરી લાલાની પ્રકૃતિનો માણસ હતો. કોઈ કોઈ વખત ગુસ્સે થઈ જાય તો ન કરવાનાં ઘાતકી કાર્યો પણ કરી નાખે. એને રીઝવી રાખતાં આવડે તો સામાને ન્યાલ કરી દે અને રીઝવતાં ન આવડે તો સામાનું નખોદ પણ કાઢી નાખે. "વળે તો વહાણ અને પડે તો પહાણ" એ કહેવત એને બરોબર લાગુ પાડી શકાય તેમ છે. એના સ્વભાવ ઉપર ભરોસો ન મૂકવા જેવો એ માણસ હતો. મુહમ્મદ તઘલખ ગાંડા જેવો એ તોરી હતો. એના સ્વભાવ વિષે આપણને એના હાથે લખેલ નોંધપોથીમાં ઘણું જાણવાનું મળે છે. રાજ્યનાં ઓગણીસ વર્ષના બનાવોની નોંધ એણે રાખી છે. એનામાં બે પ્રકૃતિ સાથે સમાઈ હતી. કોમળતા હતી તેમ ક્રૂરતા પણ હતી; ન્યાયવૃત્તિ હતી તો સાથે ઘેલછા પણ હતી; સંસ્કારિતા હતી તો પશુતા પણ એટલી જ હતી; ડહાપણ હતું તેમજ બાલિશતા પણ હતી.

પોતાની અદલ ઈન્સાફ આપવાની કાળજી માટે એ મગરૂરી લેતો; છતાં એનો ઈન્સાફ આપણને તો નરી ક્રૂરતા જ લાગે; દયા તો એમાં ભાગ્યે જ જોવામાં આવે. કદાચ ન્યાય આપવાની આવી ક્રૂર અને ઘાતકી રીત તે જમાનાની પ્રચલિત રૂઢીથી જ બંધાઈ ચૂકી હશે. બાળક ગુજરી જવાથી એને અત્યન્ત દુઃખ થાય; પણ શિકારમાં કોઇ એકાદ ભડાકો ખાલી જાય અને એ ખાલી જવાનો દોષ કોઇના ઉપર આવી

પડે તો તેનો પ્રાણ તેજ ઘડીએ કાઢી નાખતાં એને જરાય દુઃખ કે ખંચામણ નજ થાય. એનાં નીકળેલાં ફરમાનોનો અચૂક અમલ થવો જ જોઈએ. ન થાય તો કોઈના પ્રાણ જાયજ જાય. એનો સ્વભાવ આવો વિચિત્ર હતો. એ ઉપરથી અત્યારે પણ "જહાંગીરી હુકમ" એટલે અચૂક પાળવો જ પડે એવો હુકમ એમ એ શબ્દનો રૂઢ અર્થ થઈ ગયો છે. કુદરત અને કળા પછવાડે તો એ ગાંડો બની જતો. કુદરત અને કળાનો એ ખરો ભોક્તા હતો. ચિત્રકળામાં એનું નિરીક્ષણ એટલું બધું તલસ્પર્શી હતું કે ઝીણીમોટી બધી ખૂબીઓ અને ખોડો એ બતાવી શકતો હતો. કુદરતના રમ્ય દેખાવો જોવામાં અને મનમોહક ગુલોની સુગંધિ માણવામાં એ કલાકોના કલાકો સુધી થાક્યા વિના બેસી રહેતો. જહાંગીરના રાજ્યની અને એની રસિકતાની જેટલી કદર થવી જોઈએ તેટલી ઈતિહાસમાં થઈ નથી એ કમનસીબીની વાત છે.

## સર ટોમસ રો

જહાંગીર બાદશાહના વખતમાં ઈંગ્લાંડના રાજા જેમ્સ પહેલા તરફથી સર ટોમસ રો નામનો એક મોભ્ભાદાર એલચી જહાંગીરના દરબારમાં મોકલવામાં આવ્યો હતો. એ ટોમસ રોએ જહાંગીરની મીઠી અને મનભાવતી પરોણાગતનો લ્હાવો ઘણા દિવસ સુધી લીધો હતો, અને જહાંગીરના દોસ્ત જેવો બની ગયો હતો. જહાંગીર પણ એને રાજદરબારમાં બહુ સારૂં માનપાન આપતો. હિન્દમાં ફક્ત અંગ્રેજ કંપનીને જ વેપારમાં જોઇતી સગવડ મળે અને એ કંપનીને કોઈ નડે નહિ, એવો

બંદોબસ્ત મુગલ બાદશાહ પાસેથી મેળવી લેવા એ ઉદ્દેશથી આ એલચીને હિંદ મોકલવામાં આવ્યો હતો. એ ટોમસ રોએ જહાંગીરના મોજીલા સ્વભાવનું અને દરબારના ઠાઠમાઠનું બહુ સુંદર વર્ણન આપ્યું છે.

૨

# શોખીન શાહજહાં

## ઇ. સ. ૧૬૨૭–૧૬૫૮

### શાહજહાંનું રાજ્યારોહણ

જહાંગીરને કુલ પાંચ પુત્રો હતા. તેમાંથી સૌથી વડા પુત્રના શા હાલહવાલ થયા અને એ કેવા કમોતે મરણ પામ્યો એ બીના આગળ આવી ગઈ છે. બીજો પુત્ર પર્વિઝ જહાંગીરના મૃત્યુ પહેલાં એક જ વર્ષે મરણ પામ્યો હતો. અને એક જહાંદાર નામનો પુત્ર તો બચપણમાં જ રામશરણ થયો હતો. એટલે જહાંગીરના મૃત્યુકાળે પાંચમાંથી બેજ પુત્રો હયાત હતાઃ–એક ખુર્રમ અથવા શાહજહાં અને બીજો શહર્યાર. આ બેમાંથી શાહજહાં બહુ બાહોશ અને બહાદુર હતો. રાજ્યનો ખરો હક્કદાર પણ એજ હતો છતાં, જહાંગીર જીવતાં, બેગમ નૂરજહાંએ પોતાના જમાઇ શહર્યારને જ રાજ્ય અપાવવા બહુ બહુ ખટપટો કરી હતી, એ બધો ઇતિહાસ આગળ વર્ણવાઈ ચૂકયો છે. જહાંગીર લાહોર મુકામે મોતના પંજામાં સપડાયો ત્યારે શાહજહાં દક્ષિણમાં હતો. એનો સસરો

આસફખાં—નૂરજહાંનો ભાઈ—અંતરથી ઇચ્છતો હતો કે દિલ્હીની બાદશાહી શાહજહાંને જ મળવી જોઇએ. અને એની ખટપટમાં જ એ પડયો હતો. તેથી જહાંગીરે દેહ છોડયો કે તરતજ આસફખાંએ ખુશરૂના પુત્ર દાવરબક્ષને બાદશાહ જાહેર કરી દીધો અને શાહજહાંને જલદી બોલાવી મંગાવવા માણસો દોડાવ્યા. શાહજહાં આવી પહોંચે તે દરમ્યાન શહર્યારના હાથમાં રાજ્ય ન જાય એ માટે જ એણે દાવરબક્ષને ઓઠા તરીકે બાદશાહ જાહેર કર્યો. શહર્યાર ઉંચોનીચો તો બહુએ થયો પણ આસફખાં પાસે એનું કાંઈ ચાલ્યું નહિ અને ઉલટો હાર પામ્યો. એ દરમ્યાન શાહજહાં પણ દક્ષિણમાંથી દોડતી કૂચે દિલ્હી આવી પહોંચ્યો અને તરત જ બાદશાહી કુટુંબના પુરૂષ વર્ગ તમામને જાનથી મારી નાંખવાનો જહાંગીરી હુકમ ફરમાવી દીધો. એના હુકમનો એટલી તો ચૂપકીથી અને સાવધાનીથી અમલ થયો કે કોણે કોનો જાન લીધો એ બીના અંધારામાં જ રહી ગઈ છે. છતાં એટલું તો ખરૂં કે શહર્યાર તેમજ બીજા ભાઈભત્રિજાઓને મારી નાખવામાં આવ્યા હતા. દાવરબક્ષને પણ દિલ્હી છોડી ઈરાન નાસી જવું પડયું હતુ. આ પ્રમાણે રાજ્યના બધા ખરાખોટા પ્રતિસ્પર્ધીઓનો પ્રાણ લઇ શાહજહાં ઈ. સ. ૧૬૨૭માં દિલ્હીના તખ્ત ઉપર ચઢ્યો.

## દક્ષિણની જીત

પોતાના બાપ અને પિતામહની માફક શાહજહાંને પણ હોંશ હતી કે હરેક ઉપાયે મધ્ય એશિયા અને દક્ષિણ હિંદ કબજે કરવાં. જહાંગીર કરતાં શાહજહાં એ બન્ને મુરાદોમાં

વધારે સફળ થયો. દક્ષિણમાં એણે લાગલાગટ સાત વર્ષ સુધી યુદ્ધ જારી રાખ્યું અને યુદ્ધની શરૂઆતમાંજ એને ખાનજહાં લોદી નામના પઠાણ સરદારનો બળવો શમાવવો પડ્યો. શાહજહાંએ એનો કેડો પકડી એના પ્રાણ લીધા. દક્ષિણમાં સાત વર્ષના યુદ્ધને અંતે બિજાપુરના સુલતાને શાહજહાંને સમ્રાટ્ તરીકે સ્વીકારી ખંડણી ભરવાનું વચન આપ્યું. ઈ. સ. ૧૬૩૭ માં અહમદનગરને સામ્રાજ્યમાં કાયમને માટે જોડી દેવામાં આવ્યું. પોતાના અમલના અંત ભાગમાં બિજાપુર અને ગોવળકોંડા પર તેણે ફરીથી ચઢાઇ મોકલી. એ બન્ને રાજ્યો પડવાની અણી ઉપર હતાં; છતાં શાહજહાંના પુત્રો વચ્ચેની રાજ્યખટપટને લઇ એ રાજ્યો નાશની અણીમાંથી બચી જવા પામ્યાં.

## ગુજરાતમાં પડેલો ભયંકર દુકાળ

દક્ષિણનાં યુદ્ધોની શરૂઆતમાં જ એક ભારે દુષ્કાલ ગુજરાત અને ખાનદેશના થોડા ભાગમાં ઈ. સ. ૧૬૩૦–૩૨ માં પડ્યો હતો. આ દુષ્કાલનું કમકમાટી ભરેલું વર્ણન 'બાદશાહનામા'માં આપેલું છે. અને એક પિટર મન્ડી નામના અંગ્રેજ મુસાફરે એના 'પિટર મન્ડીની મુસાફરી'એ નામના પુસ્તકમાં એનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ–લોકો મુસાફરી કરતા પણ ડરતા હતા કે રખેને માંસ માટે ભૂખ્યા માણસો એમનો પ્રાણ લે. પુત્રને પણ એના માંસ માટે માબાપો પોતાનું સહજ વાત્સલ્ય વિસરી જઈ મારી નાખતાં ખંચાતાં નહિ. અને જ્યાં ને ત્યાં માણસોનાં મડદાંની વેરણછેરણ

એટલી તો થઈ હતી કે એક તંબુ ઠોકવાની પણ જગ્યા મળી શકતી ન હતી. નગરોમાંથી સ્ત્રી પુરૂષોનાં મડદાંને સાવ નગ્ન દશામાં ઘસડી કાઢી બહાર જ્યાં ત્યાં ફેંકી દેવામાં આવતાં હતાં. સુરત અને બરહાનપુર સુધીનો રસ્તો તો મડદાંઓથી જ ઢંકાઈ ગયો હતો. રોગ પણ એટલા જોરથી ફાટી નીકળ્યો હતો કે સુરતમાં વસતા ૨૧ અંગ્રેજ વેપારીઓમાંથી ૧૭ એ રોગના ભોગ થઇ પડયા હતા. મન્ડીના કહેવા પ્રમાણે તો બાદશાહે લોકોને બચાવવા કશાંજ પગલાં ભર્યાં ન હતાં; પરંતુ 'બાદશાહનામા'માં વર્ણન છે કે શાહજહાંએ દુષ્કાલમાં ઠેર ઠેર રસોડાં ખોલ્યાં હતાં. દોઢલાખ રૂપીઓ પાંચ માસ દરમ્યાન ભૂખ્યાંને જમાડવામાં વાપર્યો હતો. એ ઉપરાંત જમીન મહેસુલનો બોજો પણ ખેડુતો ઉપરથી કમી કર્યો હતો.

## હિન્દુ દેવળોનું ખંડન

જહાંગીર અને અકબરની માફક શાહજહાં ઉદાર દિલનો ન હતો. એ પોતે એક ચુસ્ત મુસલમાન તરીકે ખ્યાતિ પામવા માગતો હતો. એથી એણે રાજ્યમાં ઈ. સ. ૧૬૩૨માં એવું ફરમાન કાઢયું કે નવાં હિન્દુ દેવળો રાજ્યમાં જ્યાં જ્યાં બંધાયા હોય ત્યાં ત્યાં એ દેવળોનો નાશ કરવો. એ હુકમનો અમલ પણ થયો અને એકલા બનારસ જીલ્લામાં જ ૭૬ હિન્દુ મન્દિરોનો નાશ કરવામાં આવ્યો. પ્રાંતોમાં નાશ પામેલાં દેવળોની સંખ્યા મળતી નથી.

## શાહજહાંનો ખજાનો

શાહજહાંએ એકઠી કરેલી દોલત અગણિત હતી. એના પહેલાં કે પછી કોઇ પણ બાદશાહના વખતમાં રાજ્યની

તિજોરીમાં એટલી દોલત ન હતી. એના મૃત્યુકાલે રાજ્યની તિજોરીમાં રોકડા કરોડ રૂપીઆ પડયા હતા. તે ઉપરાંત જરજવાહિર અને મોતીઓ પણ પુષ્કળ હતાં. એની કિંમત આંકીએ એટલી ઓછી. વળી એણે જીવતાં ખર્ચેલ પૈસાનો અડસટ્ટો આંકીએ તો તાજમહાલ અને મયૂરાસન એ બેની જ કીંમત લગભગ ૧૩ કરોડ રૂપીઆ થવા જાયછે. જર્મન મુસાફર મંદેલ્સોના શબ્દોમાં કહીએ તો શાહજહાંની તિજોરીમાં જરજવાહિર અને રોકડ ગણતાં એક અબજ અને પચાસ કરોડનો આંકડો મૂકી શકાય. શાહજહાંની તિજોરીનો ચોક્કસ આંકડો ન જણાય તોયે એટલું તો ખરૂં જ કે એની તિજોરીમાં અઢળક ધન હતું.

પૈસાની આ રેલમછેલથી શાહજહાં એના શોખ પ્રમાણે મકાનો બાંધવામાં અને રાજદરબારનો ઠાઠ જમાવવામાં મન ધાર્યું કરી શકયો હતો.

આટલો બધો અઢળક પૈસો શાહજહાંની તિજોરીમાં કયાંથી ભરાઈ પેઠો હશે એ શંકા સહજ થાય તેમ છે. શું રૈયતને પીડીને એ પૈસો એકઠો કર્યો હશે? એક હિન્દુ ઈતિહાસકારે મુગલ રાજ્યને ‘વ્યવસ્થિત લૂંટના કારખાના’ તરીકે વર્ણવ્યું છે, એ કેટલે દરજ્જે સત્ય હશે? એ કબુલ કરીએ તોય એટલું તો જોઈ શકાય તેમજ છે કે મુગલ સામ્રાજ્યમાં રાજ્યનો પૈસો લોકોપયોગી કાર્યમાં અને બાદશાહી શોખોમાં ખર્ચાઈ લોકોનાં જ ખિસ્સામાં પાછો આવતો. હિન્દમાં ભેગો કરેલો પૈસો હિન્દમાં જ વપરાતો, અને તેથી જ લોકોની હાલત ગરીબ નહોતી.

## શાહજહાંનું ચારિત્ર્ય

મુગલ વંશનો આ શોખીન બાદશાહ એની યુવાનીમાં બહુજ પરાક્રમી અને બહાદુર હતો. સ્વભાવે એ ભલો અને દયાળુ હતો. એનું નીચ કૃત્ય એટલુંજ હતું કે રાજ્યસત્તાના લોભ માટે પોતાનાં ભાઇભાંડુઓનાં રક્ત રેડ્યાં હતાં. નીચ કૃત્યનું ફળ એને પોતાના જ પુત્રો તરફથી ભોગવવું પડ્યું. તેણે ચુસ્ત મુસલમાન તરીકે વર્તીને હિન્દુની લાગણીને દુભાવી હતી; છતાં એકંદર એના રાજ્યમાં હિન્દુ–મુસલમાનને એણે સમાન હક્કે પાળ્યા હતા. એના વખતમાં સુંદર બાંધકામોથી ચકિત થઈ ઘણાખરા આજના ઇતિહાસકારો શાહજહાંને પ્રજાના સાચા પાલક તરીકેજ વર્ણવે છે એ જરા વધારે પડતું વર્ણન છે. એલ્ફિન્સ્ટને પણ શાહજહાંના હેતાળ સ્વભાવને, શુદ્ધ ચારિત્ર્યને અને રાજ્ય ચલાવવાની પ્રવીણતાને જરા હદથી જાદે વર્ણવેલ છે. ઔરંગઝેબને, પોતાના ભાઈઓને મારી રાજ્યગાદી મેળવવા બદલ, આપણે ધિક્કારીએ છીએ અને એના તરફ કરડી નજરે જોઇએ છીએ. પરંતુ શાહજહાંએ પણ રાજ્યને માટે તો ઔરંગઝેબ જેવુંજ આચરણ કર્યું હતું. ખરી રીતે જોઈએ તો બહુ નિન્દાયેલ ઔરંગઝેબનું ખાનગી ચારિત્ર્ય બહુ વખણાયેલા શાહજહાંથી ઘણે દરજ્જે ચઢીઆતું હતું.

## શાહજહાંનો શોખ

શાહજહાં બડો શોખીન શહેનશાહ હતો. ભવ્ય અને સુંદર મકાનો કરોડોના ખર્ચે બાંધવાનો એને જબરો શોખ હતો. શિલ્પકળા માટે પણ એને ઘણો પ્યાર હતો.

બાબરથી જહાંગીર સુધીના મુગલ બાદશાહોના વખતથીજ હિન્દમાં મુગલાઈ શિલ્પકળા દાખલ થઈ ચૂકી હતી. પરંતુ શાહજહાંના વખતમાં એ શિલ્પકળા ઉપર સોનાનો કળશ ચઢયો. જગપ્રસિદ્ધ તાજમહાલ દુનિયાની અજાયબ ગણાતી વસ્તુઓમાંની એક છે. એની જોડનું બીજું ભવ્ય અને કળાપૂર્ણ મકાન દુનિયામાં એકે નથી. એ તાજમહાલ પોતાની દીલોજાન બેગમ મુમતાઝમહાલના અવસાન પછી એની કબર ઉપર પોતાના સ્નેહને મૂર્ત સ્વરૂપ આપવા અને પ્યારી બેગમની શાશ્વત યાદગીરી ઊજવવા જ શાહજહાંએ કરોડોના ખર્ચે બાંધ્યો હતો. હજારો માણસોએ બાવીસ બાવીસ વર્ષના સખ્ત તાપો, અને કડકડતી ઠંડી સહન કરી એ તાજમહાલની ભવ્ય કલાત્મક કૃતિ ઉત્પન્ન કરી હતી. એ મનહર અને જોતાં વેંત આંખને ઠારે એવો તાજમહાલ સફેદ દૂધ જેવા આરસનો બાંધેલો છે. એમાં રંગબેરંગી રત્નો જડવામાં આવ્યાં છે. એની નકશી અને કોતરકામ જોતાં સહેજે મનુષ્યાત્મા દિગ્મૂઢ બની જાય છે. કોતરેલા અક્ષરોમાં સોનાનો રસ પૂરવામાં આવ્યો છે. એ રોનકદાર તાજમહાલ આગ્રામાં જમના નદીના કિનારે કોઈ સફેદ જટાવાળો યોગી તપ કરતો બેઠો હોય તેમ દીપી રહ્યો છે. એ જાણે ગઇ કાલેજ બંધાયો ન હોય એવો દેખાય છે.

કથા કહે છે કે નૂરજહાંની ભત્રીજી મુમતાઝે શાહજહાં સાથે ઘણાં સુખનાં વર્ષો કાઢ્યાં. પતિપત્નિને એક એકના પર અગાધ પ્રેમ હતો. પરણ્યા પછી ચોદ વર્ષે એ મુમતાઝને જીવલેણ માંદગી આવી. બાદશાહ તો મુમતાઝ ને માંદી જોઇ

ચિન્તામાં પડી ગયો. એક ઘડી પણ મુમતાઝની પથારી છોડી તે દૂર જઈ શકતો નહિ. આખરે મુમતાઝના મોતના ડંકા વાગી ચૂકયા છે એમ જાણી બાદશાહ ચોધાર આંસુએ રડવા લાગ્યો અને રડતાં રડતાં પૂછ્યું, "અય દિલદાર, તારી તરફનો મારો સચ્ચો પ્યાર જણાવવા હું શું કરૂં?" મરણ પથારીએથી બેગમે ધીમે અવાજે કહ્યું, "અય દિલબર, જો તમારો પ્રેમ સાચોજ હોય તો મારી યાદી તાજી રાખવા મારા શબ ઉપર એવી તો સુંદર કબર બંધાવજો કે મારૂં અને તમારૂં નામ હંમેશ માટે દુનિયામાં સાચાં આશકમાશુક તરીકે અમર થઇ જાય." બેગમની એ અંતિમ ઇચ્છા બાદશાહે અક્ષરશઃ પાળી; એની સાક્ષીરૂપે આજેય એ તાજમહાલ જાણે કાલેજ બંધાયો હોય તેમ ખડો છે.

આ તાજમહાલ ઉપરાંત શાહજહાંએ પોતાના શોખને સંતોષવા ખાતર પોતાનીજ દેખરેખ નીચે "શાહજહાનાબાદ" એવું નવું નામ આપી જુના દિલ્હીને વિસ્તૃત કર્યું હતું. અને એ શાહજહાનાબાદમાં બાંધેલો એનો ભવ્ય મહેલ પણ બહુ સુંદર હતો. એ મહેલમાં દીવાને–ખાસ નામનું શાહજહાંનું ભવ્ય વિલાસ–ગૃહ હતું. એની અંદર સોનેરી અક્ષરે લખેલું હતું કે "અગર ફીરદોસ બરરૂએ જમીનસ્ત, હમીનસ્તો, હમીનસ્તો, હમીનસ્ત." (જો દુનીયામાં કાંઇપણ સ્વર્ગ હોય તો તે આછે, આ છે, આજ છે,) એટલે કે સ્વર્ગ સમાન સુંદર એ દીવાને–ખાસ હતું.

## શાહજહાંના પુત્રો

શાહજહાંને ચાર પુત્રો હતા. એમનાં નામો અનુક્રમે દારા, શુજા, મુરાદ અને ઔરંગઝેબ. શાહજહાંએ શુજાને

બંગાળામાં, ઔરંગઝેબને દક્ષિણમાં, અને મુરાદને ગુજરાતમાં સુબા તરીકે નીમ્યા. ફક્ત વડા પુત્ર દારાને શાહજહાંએ પોતાની પાસે રાજ્યકારભારમાં મદદ માટે રાખ્યો હતો. ઈ. સ. ૧૬૫૭ માં જ્યારે શાહજહાં માંદો પડયો ત્યારે એકાએક એ ચારે પુત્રો બાપનું રાજ્ય પચાવી પાડવાની ખટપટ કરવા મંડી પડયા. શાહજહાંની મરજી તો મૂળથીજ દારાને પોતાની પાછળ ગાદીએ લાવવાની હતી, પરંતુ બાપની એ ઇચ્છાની અવગણના કરી પુત્રોએ પોતપોતાનું સૈન્ય સજ્જ કરી લડાઈની તૈયારીઓ કરવા માંડી.

## રાજ્ય માટે ભાઇઓનો બખેડો

શુજાએ બંગાળામાં અને મુરાદે ગુજરાતમાં પોતપોતાને બાદશાહ તરીકે જાહેર કર્યા અને પોતાના નામના સિક્કાઓ પણ પાડવાનું શરૂ કર્યું. જ્યારે ડાવકા ઠગ ઔરંગઝેબે એમાંનું કશુંજ કર્યું નહિ. એણે તો હળવે રહીને એક કપટી પત્ર મુરાદને લખી, એને એવો ફોસલાવ્યો કે જાણે પોતે એને મદદ દેવા બહુજ ખુશી હોય, અને પોતાને તો રાજ્ય કરવુંજ ન હોય. મુરાદ જેવો સચ્ચો મુસલમાન દિલ્હીની ગાદીએ બેસે એજ એને તો જોવું છે અને એટલા માટે મદદ આપવા પોતે ઉતાવળો બન્યો છે એવું ભોળા મુરાદના મનમાં સજ્જડ ઠસાવી, ઔરંગઝેબ ગુજરાતમાં મુરાદને મળવા લશ્કર લઇને આવ્યો.

બીજી બાજુ બંગાળાનો શુજા પણ એકલા હાથે બની શકયું તેટલું સૈન્ય તૈયાર કરી દારા ઉપર ચઢી આવ્યો.

પણ દારાએ શુજાને તો રજપૂત સૈન્યની મદદથી હરાવી પાછો નસાડયો. એજ દારાને મુરાદ અને ઔરંગઝેબનાં એકત્ર બળ સામે ટક્કર ઝીલવાનું આકરૂં પડી ગયું. દારા અને મુરાદ–ઔરંગઝેબ વચ્ચે આગ્રાથી ૯ માઇલના અંતરે લડાઇ જામી. એમાં દારા હાર પામ્યો અને મુરાદ ઔરંગઝેબની સહાયથી વિજયી થયો. આ લડાઈ માટે એવું કહેવાય છે કે જો દારાનો હાથી ઘવાયો ન હોત અને એ હાથી પરથી ઉતરી ઘોડે બેઠો ન હોત તો એનું સૈન્ય નાસભાગ કરી ન મૂકત અને દારાની હાર ન થાત; કારણ દારાને રજપૂત સૈન્યની સારી મદદ હતી.

## શાહજહાં અને મુરાદ કેદમાં

દારાને હરાવી વિજયી મુરાદ વાજતેગાજતે દિલ્હીમાં પહોંચ્યો અને ઔરંગઝેબની સલાહથી પોતાના વૃદ્ધ પિતા શાહજહાંને પ્રથમ તો કેદ કરી મહેલની એક અંધારી ઓરડીમાં પૂરી રાખવાનો હુકમ ફરમાવ્યો; પરંતુ બીજેજ મહીને મુરાદને ઔરંગઝેબે પોતાને મુકામે મિજલસમાં ભાગ લેવા તેડયો અને તે રાત્રે મુરાદને ખૂબ દારૂ પીવડાવીને બેભાન જેવો કરી મૂકયો. પછી તરતજ બેભાન દશામાં એને દૂર એક બંદિખાના જેવા મહેલમાં કેદ કરવામાં આવ્યો, અને એકાદ વર્ષ પછી લાગ જોઈ ઔરંગઝેબે એને મારી નખાવ્યો.

## દારા અને શુજાની કમદશા

મુરાદને કેદ કર્યા પછી ઔરંગઝેબ દારાને પકડવા મહેનત કરવા લાગ્યો; અને આખરે એને કચ્છમાંથી પકડી દિલ્હી

આણવામાં આવ્યો. દિલ્હીમાં ઔરંગઝેબે દારાને બનાવટી હાથી ઉપર મેલાં અને ફાટ્યાંતુટ્યાં લુગડાં પહેરાવી બેસાડયો. અને ભર દિલ્હી વચ્ચે એ હાથીને ચલાવી દારાનું હડહડતું અપમાન કર્યું. પછી તરતજ એના ઉપર કાફરોનો દોસ્ત હોવાનું અને ઇસ્લામને એબ લગાડવાનું ખોટું તહોમત મૂકી ઔરંગઝેબે એનો ઘાત કરાવ્યો (ઈ. સ. ૧૬૫૯). એ ખરી વાત છે કે દારા અકબરના જેવોજ ધર્મની બાબતમાં સહિષ્ણુ અને હિન્દુઓ જોડે મળતાવડો હતો; છતાં એને મારી નાખવામાં આવ્યો તે તો ફક્ત ઔરંગઝેબના માર્ગમાં એ કંટકરૂપ હોવાથી જ. શુજાની પછવાડે પણ ઔરંગઝેબે એને પકડી આણવા માણસો રોકયા અને એને બંગાળા છોડી આરાકાનના ડુંગરોમાં નાસી જવું પડયું. ડુંગરોમાં શુજાનું શું થયું એનો કાંઈ સત્તાવાર ઉલ્લેખ નથી; પરંતુ એનું મોત ત્યાં ડુંગરોમાં જ થયું હશે એમ માનવાને સબળ કારણો છે.

## ઔરંગઝેબ બાદશાહ થાય છે

આ પ્રમાણે કપટબાજી રમી, ભાઇઓનો નાશ કરી, ઈ. સ. ૧૬૫૯માં ઔરંગઝેબ પૂર ભભકાથી દિલ્હીની ગાદીએ બેઠો.

૩

# ધર્માન્ધ ઔરંગઝેબ

## ઈ. સ. ૧૬૫૯ થી ૧૭૦૭

### દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ

જ્યારે ઈ. સ. ૧૬૫૯ માં ઔરંગઝેબ આલમગીર જગવિજેતા) નું નવું નામ ધારણ કરી, પૂર ઠાઠથી દિલ્હીની ાદીએ બેઠો ત્યારે એની ઉમર ચાળીસ વર્ષની હતી. પ્રૌઢ .યના એ બાદશાહની બુદ્ધિ પણ સુવિકસિત હતી. રાજ્યનાં ;વાની અને લશ્કરી કામકાજોમાં તે બહુ પ્રવીણતાથી આગળ .ડતો ભાગ લેતો. 'ઇશ્વરે મને દિલ્હીના તખ્ત ઉપર મુસલમાની ાર્મના વિસ્તાર માટે જ બેસાડ્યો છે'–એમ એના મનમાં મેની ધર્માંધતાને લીધે સજ્જડ ભૂત ભરાઈ બેઠું હતું. ામે તે જોખમે પોતાના મુસલમાની ધર્મને સારા હિંદમાં ;લાવવો એ એના મનની મુરાદ હતી; પરંતુ આપણે જોઇશું ઃ એ ધર્માંધપણાએ જ એના વિશાળ રાજ્યના પાયાને એની ;યાતી દરમ્યાન જ હચમચાવી મૂકયો.

### ઔરંગઝેબના અચળ સિદ્ધાન્તો

એક સચ્ચા મુસલમાન તરીકે મુસલમાનોના હક સાચવવા ાટે, અને બિનમુસ્લીમ યાને કાફર પ્રજાને–શિયા મુસ્લીમ ;દ્ધાંને–દબાવીને એમની જડ નાબુદ કરી મુસ્લીમ ધર્મનો ;ડો સારા હિંદમાં ફરકાવવા માટે ઇશ્વરે એને જન્મ આપ્યો

છે, એવી એની દૃઢ માન્યતા હતી; અને એ માન્યતા ઉપર જ એના બીજા પણ રાજકીય સિદ્ધાંતો રચાયા હતા. પ્રજામાં અપ્રિય થઈ પડવાની છાંટાભર પણ બીક સંઘર્યા સિવાય, રાજ્યની ઉથલપાથલની કે બળવાની શંકાને મનમાં સ્થાન આપી ડર્યાં સિવાય, અને વિરુદ્ધ પક્ષની ધમકીને સાવ અવગણીને, ઔરંગઝેબ તો એકજ નિશાન તરફ લક્ષ રાખી અડગતાનાં નિર્ભય ડગલાં ભરતો, અનેક જોખમો ખેડતો; અને પોતાને માર્ગે આગળ ને આગળ ધપ્યે જતો. એની એ નિડરતા ને અડગતાને માટે સહેજે માન ઉપજે છે.

ઔરંગઝેબ બુદ્ધિમાન હતો. એના કાગળપત્રો વાંચીએ તો તરત જ જણાય કે એ એક હોશિયાર લેખક પણ હતો. પોતે બાહોશ મુત્સદ્દી અને બહાદુર વીર યોદ્ધો હતો. ચતુર અને અદલ ઈન્સાફી કાઝી હતો; અને પોતાની ખાનગી રીતભાતમાં સાચો સંયમી અને સાધુવૃત્તિવાળો મહાત્મા હતો.

## રાજ્યપ્રાપ્તિનાં અધમ કૃત્યોનો બચાવ

ઔરંગઝેબ પોતાના બાપને કેદ કરી અને ભાઇભાંડુઓને નીચ યુક્તિપ્રયુક્તિથી મારી નાંખી એમનાં લોહીથી ખરડાયેલા સિંહાસનપર બેઠો તે આપણે જોઇ ગયા. આવાં ઘોર કૃત્યોના પાપનો કાંઇપણ બચાવ હોઇ શકે જ નહિ; છતાંયે જો બચાવ કરવો જ હોય તો તે ઔરંગઝેબના પોતાનાજ શબ્દોમાં થઈ શકે. પોતાના વૃદ્ધ શિક્ષકને એ લખે છે કે, "શું આપ ભવિષ્ય નહોતા જોઈ શકતા કે કોઇ દિવસ તો મારે મારા ભાઈ સાથે

માં નાગી તલવાર લઈને મારી જાતના રક્ષણ માટે કે યપ્રાપ્તિ માટે લડવું જ પડશે ? આપ ક્યાં નથી જાણતા હિંદુસ્તાનના મહારાજાના પુત્રોનું આ જ પ્રમાણેનું ભાવિ ણિ થઇ ચૂક્યું છે ? ”

ઔરંગઝેબનો આ બચાવ છેક લૂલો નથી. જો ઔરંગઝેબને કે એનો ભાઈ ગાદીએ આવ્યો હોત તો તે ઔરંગઝેબને ર્યા સિવાય ભાગ્યે જ રહ્યો હોત; અને એ ખરૂં માનીએ ઔરંગઝેબે ભાઇઓને હાથે મોત ન માગતાં રાજ્યપ્રાપ્તિ માટે ને માર્યા એમાં એનો ઝાઝો દોષ ન ગણાય. બાદશાહોના ા વચ્ચે આવી ક્રૂર રીતભાત તો ઔરંગઝેબના પહેલાંથી જ થઇ ગયેલી આપણે જાણીએ છીએ; તો પછી આવી કી રીતભાતની પહેલ ઔરંગઝેબે તો નથી કરી, અને ી જ ઔરંગઝેબને દોષિત ગણતા પહેલાં જે જમાનામાં થઈ ગયો તે જમાનાનું દૃષ્ટિબિંદુ અવશ્ય નજર સમક્ષ ાવું જોઇએ.

જે દારાએ બાપની હસ્તિમાંજ રાજ્યની લગામ—અલબત્ત ની રાજીખુશીથી—પોતાના હાથમાં લઈ લીધી હતી, તેની જ થયા પછી સ્વાભાવિક રીતે ઔરંગઝેબ પોતાના બાપના ર પણ વિશ્વાસ ન મૂકે અને પોતાના જમાનાને અનુસરી પને કેદ પણ કરે એ સમજી શકાય તેવી વાત છે.

દારા પ્રત્યેની ઔરંગઝેબની અક્ષમ્ય ક્રૂરતાનો બચાવ થવો મુશ્કેલજ છે; છતાં ઔરંગઝેબનું પરધર્મી પ્રત્યેનું કડક વર્તન

આપણે જાણતાજ હોઇએ તો જે દારા કાફર જેવા ગણાતા હિંદુઓપર વિશ્વાસ અને પ્રેમ રાખતો તે દારા પ્રત્યે તેના મનમાં લવલેશ પણ પ્રેમની લાગણી કયાંથી જ હોય ! તેને મન દારા તો કાફરથીયે ખરાબ હતો. એથીજ દારાનું ભયંકર અપમાન કર્યું અને તેના પ્રાણ લીધા. ઔરંગઝેબ તો બધાને પોતાના ધર્મચુસ્તતાના ધોરણે જ માપતો. જે એ માપમાં ઓછો ઉતરતો–ભલે પછી એ સગો હોય, મુસલમાન હોય, કે હિંદુ હોય–તેના તરફ હડહડતો ધિક્કાર વર્ષાવતો અને લાગ આવે તો તેનો જીવ પણ લેતો.

## મીરજુમ્લા

રાજ્યની શરૂઆતમાં ઔરંગઝેબે મીરજુમ્લાને આસામ જીતવા હુકમ કર્યો; પણ એની એ ચઢાઈ નિષ્ફળ ગઈ. એ ઔરંગઝેબનો વિશ્વાસુ ને બહાદુર સરદાર હતો. શુજાની પુંઠ પકડવામાં એણે પોતાની ખરી સ્વામીભકિત બતાવી હતી. એવાંજ કાર્યોમાં એણે પોતાનો દેહ છોડયો હતો.

## વીશ વર્ષની શાંતિને અંતે

આસામની ચઢાઇ ને રાજ્યપ્રાપ્તિ માટેની ધમપછાડ ને મારામારીને બાદ કરીએ તો ઔરંગઝેબના રાજ્યની શરૂઆતનાં વીશ વર્ષ–એટલે ૧૬૫૮થી ૧૬૭૮ સુધી–ઉત્તર હિંદમાં પૂર્ણ શાંતિમાં જ ગયાં હતાં એમ કહી શકાય. એ શાંતિ દરમ્યાન

આખા ઉત્તર હિંદમાં એકે બંડ કે બખેડો નહોતો થયો. પરંતુ એ શાંતિકાળમાં જ ઔરંગઝેબે પોતાની રાજ્યનીતિ નવેસરથી ઘડવાનું ઘેલછાભરેલું પગલું ભર્યું; અને તે પગલું તે હિંદુઓને કનડગત કરવાનું. ઈ. સ. ૧૬૭૨ પહેલાં એવું હિંદુઓની વિરૂદ્ધ પગલું ભરવાનું ઔરંગઝેબને યોગ્ય ન લાગ્યું; કારણ તે વખતે તે સુસ્થિત જામ્યો ન હતો. પરંતુ જેવી એને પોતાની સ્થિતિ સુદૃઢ જણાઇ કે તરતજ પોતાની શાંત વહી આવતી બાપદાદાની ચાલુ રીતને દૂર ફેંકી દઈ, મનસ્વી પણે પોતાના ઝનુનમાં તણાવા લાગ્યો. ઔરંગઝેબે એવા હુકમો છોડયા કે દરેક પ્રાંતના સૂબાએ હદમાં આવેલાં હિંદુઓનાં દેવળોનો અને શાળાઓનો જાણીબુજીને નાશ કરવો; અને કોઈપણ સ્થળે મૂર્તિપૂજાનું શિક્ષણ અપાતું હોય તો તે સદંતર બંધ કરાવી દેવું. અલબત્ત આ હુકમોનું પાલન અક્ષરશઃ ન જ થઈ શકે, અને નહિજ થયેલું. છતાં એજ હુકમની રૂએ એકલા રજપૂતાનામાંજ અસંખ્ય દેવળોનો દાટ વળી ગયો હતો. ઉદયપુરમાં ૧૨૩, ચિતોડમાં ૬૩, અંબરમાં ૭૦ એમ કુલ્લે ૨૫૬ મંદિરોનો નાશ એકજ વર્ષમાં રજપૂતાનાનાં ફક્ત બેજ સંસ્થાનમાં થયો હતો. અન્ય સ્થળે કેટલાં મંદિરો તોડી પાડવામાં આવ્યાં તેની ટીપ નથી મળતી; પરંતુ ઔરંગઝેબે છેલ્લાં ૩૫ વર્ષની કારકીર્દી દરમ્યાન હજારો હિંદુ મંદિરો ધૂળમાં મેળવી દીધાં હશે. કાશીના પવિત્ર અને રમણીય ઘાટપર હિન્દુ મંદિરોની લગોલગ આવેલી મસ્જીદોના પત્થર આજે પણ હિન્દુ દેવળોના થયેલા નાશની સાક્ષી પૂરે છે.

## ફરી પાછો જજીયા વેરો

ઔરંગઝેબે તૈમુર લંગડાની જેમ હિન્દુઓની આંધળી કતલ કરી નથી. એ તો ફક્ત તેમને અનેક પ્રકારની કનડગત કરીનેજ સંતોષ પામતો. હિન્દુઓના ધર્મનું છચોક અપમાન કરવું કે એને ઉતારી પાડવો અથવા હિન્દુઓને બળજોરીથી વટલાવવા, અને મુસલમાન બનાવવા, એમાંજ હિન્દુઓ પ્રત્યેનું એનું ધાર્મિક વેર સંતોષાતું. આવું આત્મઘાતી વર્તન એની નવી રાજનીતિને જ આભારી હતું, અને એજ નીતિને અનુસરી ઈ. સ. ૧૬૭૯ માં ઔરંગઝેબે ઘણાએ ડાહ્યા મુત્સદ્દીઓની અવગણના કરીને એ જૂલ્મી જજીયા વેરો હિન્દુઓ ઉપર લાદ્યો. હિન્દુઓની એ વેરા પ્રત્યેની ધિક્કારની લાગણી પારખી જઈને જ મહાન્ અકબરે હિન્દુ પ્રજાને સંતોષવા ખાતર એ જજીયાવેરાની જુલ્મી બેડી તેમના પગમાંથી કાઢી નાખી હતી. છતાં ઔરંગઝેબે તો પોતાની ચુસ્ત ધર્માંધતાને વળગી રહી અને વિરોધ વધશે એની પણ દરકાર કર્યા વિના એ જજીયા વેરાની આકરી બેડી ફરી હિન્દુઓના પગમાં પહેરાવી દીધી. ઔરંગઝેબે આ પગલું ભર્યું કે તરતજ રાણા રાજસિંહે સમસ્ત રજપૂતાના તરફથી એક પત્ર લખી બાદશાહને એ કર પાછો ખેંચી લેવાને સલાહનો અને શિખામણનો પત્ર લખ્યો.

સામ્રાજ્યની સલામતી ખાતર પણ આ કર ન મૂકવો એવું ચોખ્ખુંચટ્ટ એ પત્રમાં જણાવી દીધું હતું; છતાં ધર્માંધ ઔરંગઝેબે એ સલાહ ન જ માની. એને એના સૈન્યબળપર એટલો બધો વિશ્વાસ હતો કે રજપૂતો ગમે તેટલા ઉંચા નીચા

થાય તો પણ એની વિરૂદ્ધ એમનું કશુંય વળે તેમ ન હતું. જજીયાવેરા જેવો હિંદુઓને અણગમતો વેરો નાખતી વખતે ઔરંગઝેબે પોતાના મનમાં ધાર્યું હતું કે એનું પરિણામ એકાદ બળવાથી જરૂર ફળશે. પણ એવા બળવાના ખ્યાલથી એનો નિશ્ચય ફરે તેમ હતો નહિ. ઉલટો તે તો એવા બળવાથી કાફરોને યોગ્ય સજા કરવાનો પોતાને લાગ મળશે અને કેટલાકને જબરદસ્તીથી મુસલમાન બનાવી દેવાની ઉમદા તક મળશે એમ માનતો હતો.

જજીયાવેરો નાખ્યો તેની સાથોસાથ પોતાની નવી રાજનીતિને ચીલે ચાલતાં, ઔરંગઝેબને હિંદુઓ પોતાના જ રાજ્યમાં ઉંચા હોદ્દા ભોગવે અને પોતાના જ જાતભાઇઓને એટલા ઉંચા હોદ્દા ન મળે એ વસ્તુસ્થિતિ પણ ખૂંચવા લાગી. એટલે રાજ્યની સલામતી ખાતર યોગ્ય માણસો યોગ્ય દરજ્જે રાખવા–ભલે પછી એ હિંદુ હોય કે મુસલમાન હોય–એવો જે ઉદાર અને સલામતીભરેલો શીરસ્તો અકબરે પ્રથમ પાડ્યો હતો અને જે મુજબ જહાંગીર અને શાહજહાં પણ જરાયે આનાકાની વિના ચાલ્યા હતા, તેજ મુજબ ચાલવાની ઔરંગઝેબના ધર્મે ચોખ્ખી ના પાડી. પોતાના ધર્મનાં ફરમાન રાજ્યબંધારણને શિથિલ પડવા દેવામાં કે રાજ્યના આધારભૂત ગણાતા રાજવીઓને ખસેડવામાં એને જરાય આચકો ન લાગ્યો. એને પોતાની ધર્મચુસ્તતા ઉપર એટલો બધો અંધ વિશ્વાસ હતો કે એ ધર્મનાં ફરમાન પ્રમાણે વર્તતાં દુઃખનાં ડુંગરો તૂટી પડે તો પણ એની એને લેશ માત્ર પણ પરવા નહોતી. પોતે અનેક દુઃખોમાંથી પસાર થઇ વિજયી જ નીવડશે અને

અંતે સુખી થશે એવો જાણે એણે ખુદા તરફથી કોલ મેળવ્યો હોય એમજ એની હિંદુઓ તરફની વર્તણુંક અને રીતભાત ઉપરથી જણાઈ આવતું હતું. એટલે એકજ સપાટે એણે ઘણા નાના મોટા રજપૂતોને રાજ્યમાંથી બરતરફ કર્યા. ફક્ત જેઓ ઘણા મોટે દરજ્જે કે કોઇ પ્રાંતની સૂબાગીરી ઉપર હતા એવાઓને જ, તેમને ખસેડવાની યોગ્ય તક ન મળે ત્યાં સુધી, એ અડકયો નહિ. આ રીતે ખાલી પડેલી બધી જગ્યાઓ એણે પોતાના ધર્મ ઉપર આસ્થા રાખીને મુસલમાનોથી જ પૂરી. આજ અરસામાં મુસલમાનો ઉપરના કેટલાક નજીવા અને યોગ્ય કર એણે નાબૂદ કર્યા અને મુસલમાનપક્ષની પૂર્ણ સહાનુભૂતિ મેળવી લીધી.

## રજપૂતો સાથે લડાઇ

જજીયાવેરો ફરી નાખ્યાથી, હિંદુ દેવળો તોડી પડાવ્યાથી અને હિંદુઓને સરકારી નોકરીમાંથી બરતરફ કર્યાથી, રજપૂતો બહુજ નારાજ થયા હતા. એમનો ક્રોધાગ્નિ ધુંધવાઇ જ રહ્યો હતો. તેવામાં ઔરંગઝેબના એક અવિચારી કૃત્યથી તે એકદમ સળગી ઉઠ્યો, અને તેને પરિણામે આખું રજપૂતાના મુગલ સામ્રાજ્યને બાળી ભસ્મ કરવા તત્પર થઈ ગયું.

કાબુલમાં સૂબાગીરી કરતા જોધપુરનરેશ જશવંતસિંહના પુત્રને ઔરંગઝેબે પોશાક આપી નવાજવાને બહાને દિલ્હી બોલાવ્યો. કહેવાય છે કે એ પોશાકમાં એવું તીવ્ર ઝેર ભેળવ્યું હતું કે અંગે પહેરતાં જ તેનું ઝેર વ્યાપી જાય અને તેનાથી

પહેરનારના પ્રાણ જાય. કુમાર ત્યાં ગયો, પણ ઔરંગઝેબની કપટ જાળમાં ફસાઈ જેવો એણે એ પોશાક પહેર્યો કે તેનું ઝેર એને અંગે વ્યાપી ગયું, અને તરતજ તેના પ્રાણ ગયા. આ કારી ઘાના સમાચારથી તેના વૃદ્ધ પિતાને જબરો ફટકો લાગ્યો. નીમકહલાલીનો બદલો આ રીતે મળેલો જોઇને એનું હૃદય ચીરાઈ ગયું અને પુત્રશોકના આઘાતથી જશવંતસિંહનો દેહ પણ ટુંક મુદતમાંજ છૂટી ગયો. એના મૃત્યુ બાદ ઔરંગઝેબે વિધવા રાણી અને ધાવણા બાળકને દરબારમાંજ રાખવાનો પોતાનો વિચાર જણાવ્યો; પણ તેમ કરવું ચેતેલા રજપૂતોને બીલકુલ યોગ્ય ન લાગ્યું. તેમના સરદાર વીર દુર્ગાદાસે કુંવર અને રાણીને અરવલીના નિર્ભય અને સુરક્ષિત સ્થાને મોકલી દીધાં; અને ખરા કુંવરની જગ્યાએ એક દાસી–પુત્રને ઉભો કર્યો. એ પણ ઔરંગઝેબના હાથમાં ન જાય–એવો એણે સખ્ત બંદોબસ્ત કીધો. આથી ઔરંગઝેબનો પીત્તો ઉછળ્યો, અને એણે કુંવરને મેળવવા હઠ પકડી. રજપૂતો પણ તૈયારજ હતા. લડાઇમાં રજપૂતો હાર્યા, પણ જેટલા બચ્યા તેઓ ડુંગરોમાં ભરાઈ પોતાના બાળરાજાની રક્ષા કરી તેને ઉછેરવા લાગ્યા. રજપૂત સ્ત્રીઓએ પણ ઔરંગઝેબના હાથમાં ન જતાં જમના નદીમાં કૂદી દેહ ત્યાગ કર્યો. આજ અરસામાં રાણા રાજસિંહે જજીયા વેરો પાછો ખેંચી લેવા ઔરંગઝેબને શીખામણ આપી. પણ બાદશાહે એના ઉપર લક્ષ નહિ આપ્યું. એવામાં જોધપુરનું રાજ્ય પણ ઔરંગઝેબે રજપૂતો પર ગુસ્સે થઈ ખાલસા કર્યું. આથી રાણો રાજસિંહ ક્રોધે ભરાયો અને રાઠોડ સરદારો પણ એની પડખે ઉભા રહેવા એકઠા થયા.

રજપૂતાનામાં ઔરંગઝેબની સામે પ્રચંડ દાવાનળ સળગ્યો. બાદશાહ ન ગભરાતાં જબરૂં લશ્કર ભેગું કરી રજપૂત વીરોને નમાવવાની ઉગ્ર મનેચ્છાથી સામે ધસી આવ્યો. રજપૂતો જરાય ગભરાયા વિના સામા થયા. રાજસિંહ ડુંગરોમાં ભરાઈ મુગલ સૈન્યને હેરાન કરવા લાગ્યો, અને વીર દુર્ગાદાસની સરદારી નીચે રાઠોડો ખુલ્લા મેદાનમાં જુસ્સાથી લડી બાદશાહને થકવવા લાગ્યા. એવામાં દુર્ગાદાસે યુક્તિ કરી શાહજાદા અકબરને (ઔરંગઝેબના પુત્રને) ફોડયો; અને એને એના આખા લશ્કર સાથે પોતાના પક્ષમાં લઈ લીધો. આથી બાદશાહ બહુ સંકડામણમાં આવી ગયો. એની જગ્યાએ જો કોઈ કાચો પોચો બાદશાહ હોત તો જરૂર તેના હોસ–કોસ ઉડી જાત. પણ ઔરંગઝેબે તો બહુ કુનેહથી કામ લીધું. તેણે એક પત્ર ચાલાકીથી રજપૂતોની છાવણી પાસે રખડતો મૂકી દીધો. પત્ર એવી મતલબનો હતો કે જાણે તે પોતાના પુત્ર અકબરની દુશ્મનો જોડે ભળી જઈ એમનો કપટથી નાશ કરવાની હોશિયારીથી, ફીદા થઈ ગયો હોય, અને જાણે અકબરની ચતુરાઈ ઉપર પોતાનું આખું રાજ્ય ઘણા હેતભાવથી ઓવારી ન જતો હોય ! ધાર્યા પ્રમાણે એ પત્ર રજપૂતોના હાથમાં ગયો અને અંદરની બીના વાંચતાંજ "આપણે ખરેખર છેતરાયા જ છીએ અને અકબર આપણા પક્ષમાં કપટ કરવા જ ભળ્યો છે" એમ રજપૂતોના મનમાં ઠસી ગયું. તરતજ અકબરને કપટી જાણી દૂર કર્યો. અકબરની દશા ત્રિશંકુ જેવી થઇ. "ધોબીનો કુતરો ન રહ્યો ઘરનો કે ન રહ્યો ઘાટનો." પિતા પાસે જતાં એની હિંમત પણ ન ચાલી અને ગયો હોત તો શું થાત તે

કહેવાય નહિ. આખરે અકબર સંગ્રામભૂમિ છોડી દક્ષિણમાં ગયો; પણ ત્યાં નહિ ફાવવાથી ઇ. સ. ૧૬૮૧માં ઈરાન તરફ નાસી ગયો અને ત્યાંથી પાછો ફર્યો જ નહિ. એનો દેહ ઈરાનમાં ઇ. સ. ૧૭૦૬માં પડયો હતો.

રજપૂતોનો બળવો તો શમ્યોજ નહિ. બાદશાહે બહુ બહુ પ્રયત્નો કરી જોયા—અંતે થાકયો. એટલામાં શાહજાદાને દક્ષિણ તરફ નાસી ગયેલો સાંભળી એના મનમાં બીજી ચિંતા પેઠી. દક્ષિણનાં રાજ્યોમાં જઈ અકબર ત્યાં બંડ જગાવી મૂકે તે પહેલાં તેણે ત્યાં જવું જ જોઇએ એમ એની યુદ્ધવિશારદ બુદ્ધિને સ્પષ્ટ લાગવાથી રજપૂતાનામાં માંડેલી બાજી ઝપાટાભેર સંકેલી લેવાની ગોઠવણ કરવા લાગ્યો. 'જોધપુર—કુમાર મોટો થતાં, તેને તેનું રાજ્ય પાછું આપવામાં આવશે'—એવું વચન આપી તેણે રજપૂતોને સંતોષ્યા અને માનભર પાછો ફર્યો. પછીથી ઔરંગઝેબ દક્ષિણ તરફ સ્વારી લઈ જવાની તૈયારી કરવા લાગ્યો. એ પહેલાં પણ એણે પોતાના સરદારોને મોકલી દક્ષિણ જીતવાના વિફળ પ્રયત્ન કર્યાં હતા.

## રજપૂત બળવાની અસર

રજપૂતોના બળવાનો અંત આવ્યો, પણ એની માઠી અસર મુગલ સામ્રાજ્યને કાયમને માટે ભોગવવી પડી. રજપૂતો સામે વિરોધ બાંધી ઔરંગઝેબ પોતે તો ખાટયો નહિ પણ એથી ઉલટું મુગલ સામ્રાજ્ય એ વીર રજપૂતોની કિંમતી સહાય વિના હંમેશને માટે ટેકા વિનાનું થઈ પડયું અને આખરે

હતું ન હતું થઈ ગયું. એની ધર્માંધતાએ જ રજપૂતો સાથે વેર બંધાવી એની પાયમાલી કરી. દક્ષિણમાં ગયો ત્યાં પણ એને રજપૂતોની સહાય વિના બહુ ખમવું પડ્યું.

## મરાઠી રાજ્યનો ઉદય

મરાઠી રાજ્યના ઉદયનો સવિસ્તર હેવાલ બીજા ખંડમાં આપવામાં આવેલ છે. છતાંય એનું કંઈક વિવેચન અત્રે જરૂરી છે, કેમકે તે સિવાય ઔરંગઝેબની કારકીર્દી અધૂરી ગણાય.

## દક્ષિણનો વાઘ, ભડવીર શિવાજી

દક્ષિણમાં શિવાજી નામે એક મરાઠા સરદાર જન્મી ચૂકયો હતો. એક નાની શી જાગીરદારીમાંથી એ પોતાનાં બળ અને સત્તા વધાર્યે જતો હતો. એક પછી એક ડુંગરી કિલ્લાઓ સર કરી એ પોતાની સત્તાનો પાયો મજબુત કર્યે જતો હતો. દક્ષિણમાં આવેલા બિજાપુરના મુસલમાની રાજ્યને તો એણે 'ત્રાહિ ત્રાહિ' પોકરાવી હતી. બિજાપુરના મસ્ત સરદાર અફઝલખાંને એણે ઠાર કર્યો હતો. આખા દક્ષિણમાં એની શેહ પડતી હતી. દક્ષિણનાં મુસલમાની રાજ્યો એની સામે ચું કે ચાં કરી શકતાં નહિ. શિવાજીની સત્તા અને જોર એટલું બધું વધતું ચાલ્યું કે એ મુગલ સામ્રાજ્યમાં આવેલાં દક્ષિણનાં રાજ્યોમાં પણ પેસીને લૂંટફાટ કરવા લાગ્યો. એને એમ કરતો અટકાવવાને બાદશાહે ઇ. સ. ૧૬૬૪ માં પોતાના મામા સાહિસ્તખાંને મોકલ્યો હતો, પણ તેને જીવ લઈને નાસવું પડયું હતું. ત્યાર પછી એજ સાલમાં શિવાજી રાજા તરીકે રાયગઢમાં ગાદીએ બેઠો. શિવાજીને

દાબી દેવા બાદશાહે દિલ્હીમાંથી અવારનવાર સરદાર દિલેરખાં, જશવંતસિંહ, જયસિંહ, મુઆઝીમ, આઝીમ વિગેરેને લશ્કર આપી મોકલ્યા હતા. પણ શિવાજી કોઇથી ગાંજ્યો ગયો ન હતો. શિવાજીએ મુગલોને પણ રમત રમાડી, અને તે સાથે મુગલોને થકવવાની યુદ્ધકળા પણ પોતાના સૈન્યને શીખવી. એ યુદ્ધકળાથી શિવાજી મુઆ પછી પણ મરાઠાઓ ઔરંગઝેબ જેવા બળવાન દુશ્મનને પૂરા પડી શકયા. શિવાજી કદી મુગલોના પ્રચંડ સૈન્ય સામે ખુલ્લા મેદાને પડી લડાઈ કરતો નહિ. એ તો લાગ જોઈ ડુંગરોમાંથી ધસી આવતો અને મુગલો સાવધાન ન હોય ત્યારે છાપો મારી એમના પર તૂટી પડતો.

આથી કેમે કરી મુગલ સૈન્ય શિવાજીને વશ નજ કરી શકયું. એક વખત તો ભોળા ભાવે જયપુરના રાજા જયસિંહ ઉપર વિશ્વાસ મૂકી એ ઠેઠ દિલ્હી ઔરંગઝેબને મળવા ગયો હતો; અને ત્યાં બાદશાહે એને એના દરજ્જા પ્રમાણે અને એની બહાદુરીને છાજે તેવું માન આપવાને બદલે કપટથી કેદ કર્યો હતો. પણ એ ચતુર મરાઠો ઔરંગઝેબની આંખમાં ધુળ નાખી કેદખાનામાંથી પણ નાશી ગયો હતો અને ઔરંગઝેબ હાથ ઘસતો એ જોઈજ રહ્યો હતો. એ બબ્બે વાર તો સુરતનું સમૃદ્ધ શહેર લૂંટી અઢળક પૈસો લઈ ગયો હતો. એ પોતાની પાછળ સમૃદ્ધ અને સબળ મરાઠી રાજ્ય મૂકી, અમર નામ મેળવી, ઈ. સ. ૧૬૮૦માં સ્વર્ગે સીધાવી ગયો.

## ઔરંગઝેબ દક્ષિણમાં

રજપૂતોના બળવામાંથી પરવારી ઔરંગઝેબ જાતે દક્ષિણમાં ગયો. દક્ષિણમાં આવી એણે પ્રથમ તો બિજાપુર અને ગોવલ-

કોંડાનાં મુસલમાની (શિયા) રાજ્યોનો નાશ કીધો. પછી ઉદ્ધત અને મસ્ત બની ગયેલા મરાઠાઓનો દોર તોડી પાડી બને તો સામ્રાજ્યના રક્ષણ તળે લાવી દેવાના યત્ન કીધા.

## બાદશાહની ગંભીર ભૂલ

પોતાની ધર્માંધ રાજનીતિને ચુસ્તપણે વળગી રહેવાનો ઔરંગઝેબનો અડગ નિશ્ચય દક્ષિણમાં પણ એની આડે આવ્યો. દક્ષિણમાં પણ આવતાં વારજ એણે જજીયા વેરો હિંદુઓ પાસેથી ઉઘરાવી લેવાનો કડક હુકમ બહાર પાડયો; અને ત્રણ માસની ટૂંકી મુદત દરમ્યાન એકલા બરહાનપુરમાંથીજ ૨૬૦૦૦ રૂપીઆ જજીયા વેરાના ઉઘરાવ્યા. એ ઉપરાંત હિંદુઓ બાદશાહની પરવાનગી વિના પાલખીમાં કે અરબી ઘોડા ઉપર પણ નજ બેસી શકે એવો જહાંગીરી હુકમ કાઢીને તો ઔરંગઝેબે હિંદુઓને દાઝયા ઉપર ડામ દીધો. બાદશાહનાં આવાં ઝનૂની કાર્યોથી જે હિંદુઓ તટસ્થ રહી શકયા હતા તેઓ પણ એના દુશ્મનો સાથે ભળી જઈ દુશ્મનોજ થઇ ગયા.

સૌથી ભયંકર ભૂલ તો ઔરંગઝેબે એ કરી કે પ્રથમ ગોવળકોંડા અને બિજાપુરનાં મુસલમાની રાજ્યો ઉપર મારો ચલાવ્યો. એમ કરવાને બદલે જો એણે પ્રથમ મરાઠા ઉપરજ પોતાનું બધું જોર અજમાવ્યું હોત તો બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોએ પણ ઔરંગઝેબને મદદ કરી હોત; કારણ કે મરાઠાઓ એમના પણ કટ્ટા દુશ્મન હતા. પણ બાદશાહે તો પ્રથમ પોતાનું જોર એ દુશ્મનના દુશ્મન જોડે લડીને ઓછું કરી

નાખ્યું, અને પછી પોતાની એ રીતે ઢીલી પડેલી શક્તિને લીધે મરાઠાને હાથે સજ્જડ હાર ખાધી. આ એની ઉતાવળ અને ભૂલનું જ પરિણામ હતું.

## બિજાપુરને ખાલસા કર્યું–ઈ. સ. ૧૬૮૬

ગોવળકોંડાને એક બાજુ રાખી પ્રથમ ઔરંગઝેબે પોતાના શાહજાદા આઝીમને બિજાપુર સર કરવા મોકલ્યો; પણ શાહજાદો એ કાર્યમાં નિષ્ફળ નીવડતાં ઔરંગઝેબ જાતે લશ્કર લઇને બિજાપુર ગયો, અને એક વર્ષની લડાઇને અંતે ૧૬૮૬ માં બિજાપુરનો કબજો લીધો.

## ગોવળકોંડા જીત્યું–ઈ. સ. ૧૬૮૭

બિજાપુર જીત્યા પછી ઔરંગઝેબે ગોવળકોંડા ઉપર તરતજ ધસારો કર્યો. ગોવળકોંડાનો સુલતાન મરાઠાઓને મુગલો સામે ઉશ્કેરતો હતો એથી એને ઘણો ક્રોધ ચઢ્યો હતો. જ્યારે સુલતાન અબુલહસને જોયું કે બાદશાહ ખીજાયો છે ત્યારે તેણે પણ પોતાની બધીજ તૈયારીથી શૌર્યભર કિલ્લાનું રક્ષણ આદર્યું. મુગલોને એ કિલ્લો સર કરવો પ્રથમ તો મુશ્કેલ લાગ્યો કેમકે મુગલોના આવતાં અન્નપાણીને મરાઠાઓ રસ્તામાં જ લૂંટી લેતા અને મુગલોને ત્રાસ આપતા. આથી ઔરંગઝેબને તો લાગ્યું કે કિલ્લાનો ઘેરો ઉઠાવી લેવો પડશે. એવામાં એક રાજદ્રોહી ફૂટયો, એટલે મુગલ સૈન્ય કિલ્લામાં પેઠું અને કિલ્લો પડયો, ઈ. સ. ૧૬૮૭.

## મરાઠાઓ સાથે ઝપાઝપી

દક્ષિણમાં પગ મૂકયા પછી પાંચ વર્ષના ગાળા દરમ્યાન બાદશાહે બે મુસલમાની રાજ્યોને જેર કર્યાં, પણ હવે બાકી રહેલા મરાઠા ઉપર એની વિજયતૃષ્ણા તૃપ્ત કરવાની હતી. દક્ષિણનાં મુસલમાની રાજ્યો પડ્યાં તોય મરાઠાઓને કશીજ આંચ આવી ન હતી અને જ્યારે ઔરંગઝેબે પોતાનાં શસ્ત્રો તેઓની તરફ ફેંકવાં શરૂ કર્યાં ત્યારે એને ખ્યાલ પણ ન હતો કે મરાઠાઓ છેવટ સુધી ટકશે. ઔરંગઝેબે મરાઠાઓ સાથે વીશ વર્ષ વીતાવી દીધાં તોય મરાઠી સત્તાનો પાયો એ ઉખેડી શક્યો નહિ. બાદશાહ તો મરાઠાઓ સાથે જંગ માંડીને એવો તો ફસાયો હતો કે એ ફરી દિલ્હીના દરવાજા જોઇ શકે તેમ ન હતું. અલબત્ત, અવારનવાર બાદશાહને નજીવી જીતો મળતી, છતાં એ જીતો એને બહુ મોંઘી પડતી હતી. એકંદર ધીમે ધીમે બાદશાહની સત્તા અને લશ્કર બન્ને દક્ષિણમાં નબળાં પડયાં.

વળી મરાઠાઓ જોડે લડવામાં મુગલ સૈન્યને બીલકુલ ફાવતું નહિ, કારણ કે મરાઠાઓ કદી ખુલ્લે મેદાને લડતા નહિ. જ્યારે જ્યારે લાગ આવે ત્યારે ત્યારે અસાવધ મુગલો ઉપર તેઓ છાપો મારતા અને એમના ખોરાકને લૂંટી લેતા. બીજી બાજુ મુગલસૈન્ય બહુ મોટું હોવાથી એની હિલચાલ બહુ ઝડપથી થઈ શકતી નહિ. મુગલસૈન્યને તો પડયું ત્યાંથી ઊઠતાં બહુ વાર લાગતી. એટલે મરાઠાઓ એ સૈન્યની બધી હિલચાલથી વાકેફ રહેતા, અને પોતાનો બચાવ સહેલાઈથી કરી શકતા. જ્યાં મુગલસૈન્યનો પડાવ હોય ત્યાં ત્રણ

માઇલનો ઘેરાવો તો ફક્ત ઔરંગઝેબનો બાદશાહી તંબુ જ રોકી લેતો. એક મુસાફરે ઔરંગઝેબના સૈન્યને પાંચ લાખ માણસનું હાલતું ચાલતું નગર કહેલું છે–એ બરાબર જ છે. આવા મોટા લશ્કરમાં અવ્યવસ્થા થાય એ પણ સ્વાભાવિક છે: સૈન્યના સરદારો છાવણીમાં ગાનતાનમાં ગુલતાન થઇ રંગરાગ ઉડાવતા, અને મન દઇને કશા પ્રયત્ન ન કરતા. પોતાનાં વતનથી દૂર દક્ષિણની અજાણી પહાડી ભૂમિમાં વીશ વીશ વર્ષો સુધી અનેક મુશ્કેલીઓ વચ્ચે ભટકી ભટકીને પણ તેઓ કાયર થઈ ગયા હતા; અને પોતાને વતન પાછા ફરવાને અને કુટુમ્બીજનોને ભેટવાને એમનાં હૃદય અધીરાં બન્યાં હતાં. આ સ્થિતિમાં તેઓ હૃદયપૂર્વક લડાઇનું કામ નહોતા કરી શકતા અને ઘણાખરા સરદારોને તો ઔરંગઝેબ ઉપર કંટાળો પણ આવી ગયો હતો. મુગલ સૈન્યની આવી બેહાલ સ્થિતિમાં ઔરંગઝેબને વિજય મળે–એ અસંભવિત જ હતું.

## શંભાજીનો વધ

મુગલ સૈન્યના શરૂઆતના ઘસારામાં ઔરંગઝેબને એક નાનોસુનો વિજય મળી ગયો. બાદશાહના સરદાર તુકારબખાંએ શિવાજીના પુત્ર શંભાજીને કેદ કર્યો. ઔરંગઝેબે એને મુસલમાન થવાની શરતે બચાવવાનું કહ્યું; પરંતુ ભડવીર શિવાજીના વીર પુત્ર શંભાજીને પરાક્રમી પિતાનાં શૌર્ય અને ધર્માભિમાન વારસામાં મળેલાં હતાં. શંભાજીએ એ હલકટ શરતને તુચ્છકારી નાખી. આથી શંભાજીનો બાદશાહે ઘાત કરાવ્યો, ઈ. સ. ૧૬૮૯. શંભાજીમાં એના બાપની ચતુરાઈ ન હતી.

એનો પુત્ર શિવાજી (શાહુ) પણ કેદ પકડાયો હતો; પરંતુ ઔરંગઝેબે એને ન મારતાં દિલ્હી મોકલાવી દીધો હતો. ઔરંગઝેબના મૃત્યુ બાદ ઇ. સ. ૧૭૦૮માં બહાદુરશાહે શાહુને 'મુગલ રાજ્યના ખંડીઆ રાજા તરીકે રાજ્યને વફાદાર રહેવું'–એ શરતે છોડી મૂકયો. પછી તે દક્ષિણમાં ગયો. ત્યાં થોડી ખટપટ અને કજીયા પછી એને બાપના રાજ્યનો અડધો હિસ્સો મળ્યો.

## શંભાજીના વધ પછી

શંભાજીના નાશ પછી પણ મરાઠા હિંમત ન હાર્યા. યુદ્ધ તો ચાલુંજ રહ્યું. મરાઠાઓની રાયગઢની રાજધાની મુગલોએ જીતી પણ રાજારામ મુગલોની વિરૂદ્ધ બધી વ્યવસ્થા કરતો હતો, અને સફળ રીતે મુગલોના ધસારાને હંફાવતો હતો. ઇ. સ. ૧૭૦૦ માં એના ગુજરી ગયા પછી પણ એની સ્ત્રી તારાબાઈએ યુદ્ધ જારી રાખ્યું. લાગલાગટ વીશ વર્ષ સુધી બાદશાહે ફોકટ પ્રયત્નો કર્યા પણ શિવાજીનું દાખલ કરેલું મરાઠી ગૌરવ બાદશાહને ન નમ્યું તે છેવટની ઘડી સુધી ન જ નમ્યું. આખરે બાદશાહે થાકીને મરાઠા જોડે સંધિ કરવાનો વિફળ પ્રયત્ન પણ કરી જોયો. પણ એમાં એ ન ફાવવાથી નિરાશ બની પાછો ફર્યો. મરાઠાઓ તેની પછવાડે પડયા; અને બાદશાહ કેદ પકડાતો મહા મુશ્કેલીથી બચીને અહમદનગરમાં ભરાઈ પેઠો. ત્યાંજ ૮૯ વર્ષની પાકટ વયે ૪૯ વર્ષ રાજ્ય કરી તે મરણ પામ્યો, ઈ. સ. ૧૭૦૭.

## ઔરંગઝેબના અંતકાળના શબ્દો

મરાઠાઓ જોડે લઢી લઢીને હતાશ થઈ ગયેલ ઔરંગઝેબ અહમદનગરમાં હતો એવામાં એને મોતના ભણકારા વાગ્યા. એકતો લડાઈમાં હારવાથી હતાશ થયેલો, અને વળી લડાઈના શ્રમથી લોથ થઈ ગયેલો ને ઘડપણ પણ પૂરતું બેઠેલું, એટલે ઔરંગઝેબે તો અહમદનગરમાં જ મોતના સાજ સજ્યા.

આપણે ઔરંગઝેબની ધર્માન્ધ રાજનીતિને ગમે તેટલી વખોડીએ કે ખૂની ઔરંગઝેબને એ માટે ગમે તેટલો તિરસ્કારીએ, છતાં એ સંયમી વૃદ્ધ ડોસાએ મરણ પથારીએથી જે દીન વચનો પોતાના પુત્રો પ્રત્યે કાઢયાં હતાં તે વાંચતાં તો ખરેખર આપણને લાગ્યા વિના રહે નહિ કે ઔરંગઝેબ ભલે ગમે તેવો હોય છતાં એ આપણા માનને અને દયાને પૂર્ણ લાયક જ હતો. આ રહ્યા તે અંતકાળના શબ્દો:—

"હું કોણ છું, કયાં જઈશ, અને હું ઘોર પાપીનું શું થશે એની મને ખબર નથી. હવે તો મારે આ જગત અને જગતના તમામ જીવોને છેલ્લા નમસ્કાર કરી લેવાના છે. મારા દરેક સગાની સંભાળ હું ઈશ્વરને સોંપું છું. મારા બહાદુર પુત્રોએ અંદર અંદર કુસંપ કરી, મારામારીએ ચઢી, હજારો માણસોનાં લોહી રેડવા જેવું પાપકૃત્ય કદીજ ન કરવું–એવી મારી ખાસ માંગણી છે. મેં તો મારાં વર્ષો એળે જ ગુમાવ્યાં છે. ખુદા મારા અંતરમાં જ હોવા છતાં હું અંધ ખુદાને નજ જોઈ શકયો. હવે મારે માટે તો ઉજળું ભવિષ્ય છે જ નહિ. મારો રૂહ તો ઉડી જ ગયો છે. ફક્ત મારાં હાડચામડી જ

પડયાં રહ્યાં છે. બીચારૂં મારૂં લશ્કર પણ મારી માફક અસહાય અને બેહાલ થઈ મુઝવણમાં પડયું છે. ઈશ્વરથી જાણે હું બહુ દૂર દૂર પડી ગયો હોઉં એમ મને લાગે છે. મારા અંતરમાં મને બેચેની જ છે.

જ્યારે મને મારામાં જ વિશ્વાસ નથી રહ્યો, ત્યારે હું બીજામાં વિશ્વાસ કયાંથી જ મૂકી શકું? તમારે મારી અંતકાળની ઈચ્છા જરૂર માન્ય રાખવી.

મુસલમાનોનો ઘાત થાય અને એ દોષ હું પામરની ઉપર આવી પડે એવું કદી જ બનવા ન પામે તેની ખાસ સંભાળ રાખજો. મેં બહુ બહુ પાપો કર્યાં છે અને હું જાણતો નથી કે મારા માટે શી સજા રાહ જોઈને ઉભી છે. તમને અને તમારાં વ્હાલાં બચ્ચાંઓને હું ઈશ્વરને ખોળે સોંપી જાઉં છું. હવે તમારી રજા લઈશ,–ખુદાઈ શાંતિ તમારા ઉપર વર્ષો !"

ઉપરના શબ્દોમાં ઔરંગઝેબે પોતાનું હૃદય ઠાલવ્યું છે, અને એનું આંતર હૃદય જોનારને એ થોડા શબ્દોથી ઘણું જાણવાનું મળશે.

## ઔરંગઝેબની નિષ્ફળતાનાં કારણો

બાદશાહ તરીકે સમસ્ત પ્રજાનું રક્ષણ ઔરંગઝેબે કરવું જોઇતું હતું, તેને બદલે ફકત સુન્ની મુસલમાનો માટે જ એ તૂટી મર્યો એ એના ધર્મ તરફના અતિમાનને લઈને થયેલી ભૂલ હતી. રાજ્યમાં પ્રજાનો જે મોટો ભાગ હોય તે મોટા

ભાગની મદદ અને સહકાર વિના કોઈપણ રાજ્ય નજ ટકી શકે– એવી અકબરને ઊંડી સમજ હતી, અને એથીજ એણે પ્રથમ હિંદુઓનો સહકાર સાધ્યો હતો. ઔરંગઝેબ આ સૂત્ર નહોતોજ સમજ્યો. જહાંગીરે પોતાના બાપ અકબરની ઉદાર અને સહિષ્ણુ નીતિનો પોતાના વખતમાં અમલ કર્યો હતો. એના વખતમાં હિંદુઓને મંદિરો બાંધવાની છૂટ હતી, એટલુંજ નહિ પણ કોઇ કોઈવાર તો હિંદુઓને એવાં કામમાં જોઈતી મદદ પણ એ કરતો હતો. પરંતુ શાહજહાંના વખતમાંજ અકબરની એ ઉદાર રાજનીતિનું પ્રથમ ઉલ્લંઘન થયું. એના વખતમાં થોડાં ઘણાં હિંદુ દેવળોનો નાશ થયેલો; પણ ઔરંગઝેબે તો હદ વાળી. ઇ. સ. ૧૬૭૮માં રાજા જશવંતસિંહના મરણ પછી ઔરંગઝેબે પોતાની ઝનૂની રાજનીતિ અખત્યાર કરી. જજીયાવેરો દાખલ કર્યો અને હિંદુ મંદિરોનો દાટ વાળી નાંખ્યો. આવાં બધાં ઝનૂની કાર્યોથીજ હિંદુઓ એને પોતાના ધર્મનો કટ્ટો શત્રુ માનતા. જે રજપૂતો અકબરના વખતમાં રાજ્યના સ્તંભ ગણાતા હતા તેજ રજપૂતો હવે શત્રુ થયા. જે શિવાજીને હિંદુઓ દેવ સમાન ગણી પોતાના ધર્મના રક્ષક તરીકે માનતા, તેજ શિવાજીને એક લૂંટારા તરીકે ગણી નાખી એનું અપમાન કરી બાદશાહે મરાઠાઓને પણ પોતાની વિરૂદ્ધ છંછેડયા. વળી બિજાપુર અને ગોવળકોંડાના શિયા રાજ્યોનો નાશ કરીને તો ઔરંગઝેબે મરાઠા ઉપરનો એ મુસલમાની રાજ્યોનો અંકુશ દૂર કર્યો. નહિ તો એ રાજ્યો મરાઠા ઉપર કરડી નજરે જોયાં કરત અને એથી મરાઠાની સત્તા જામતી અટકત. ઉપરાંત, સ્વભાવે શંકાશીલ અને અણવિશ્વાસુ હોવાથી એને વિશ્વાસુ માણસને

બદલે હંમેશા ઠગારા જ મળતા અને તેથી વૃદ્ધાવસ્થામાં પણ તેને ઘણી દોડધામ કરવી પડતી.

## ઔરંગઝેબનું ચારિત્ર્ય

એક મનુષ્ય તરીકે જો આપણે ઔરંગઝેબની તરફ નજર નાખીએ તો આપણને જણાયા વિના નજ રહે કે એનું વર્તન કોઈ સારા સંયમી અને તપસ્વી ફકીરને શોભે એવુંજ હતું. પણ જ્યારે આપણે એને એક બાદશાહ તરીકે જોઈએ ત્યારે આપણને એની ગંભીર ભૂલો અને દોષો જણાય છે. ચુસ્ત મુસલમાન બાદશાહ તરીકે વર્તીને જ એણે રાજ્યમાં બિનમુસ્લીમ પ્રજા તરફ બેદરકારી અને કોઈ કોઈ વાર ઘાતકી અને જુલ્મી વર્તન ચલાવ્યાં પણ હશે; છતાં એ બધું એનું કડક વર્તન એના ધર્માંધપણાને જ આભારી હતું. ધર્મનું ઝનૂન એનામાં આવ્યું જ ન હોત, એટલે કે જો એના રાજ્યમાં સઘળા સુન્ની મુસલમાનો જ હોત, તો એ ઔરંગઝેબનું રાજ્ય બહુ જ યશસ્વી નિવડયું હોત અને બાદશાહ પોતે પણ દેવ તરીકે ઘેર ઘેર પૂજાઈ શકયો હોત.

બાકી એના ગુણો તો ઘણા હતા. તે લડાઈમાં શૂરો, ઉદ્યોગી, દૃઢ મનનો, બુદ્ધિવાળો, અને ચતુર હતો. પણ એના ધર્માંધપણાને લઈને જ એનામાં કપટ, અણવિશ્વાસ, પક્ષપાત, ને નિર્દયતા જેવા બીજા અનેક દુર્ગુણો ઘર કરી બેઠા હતા. એ શરીરે પાતળો પણ મજબૂત બાંધાનો હતો. એ હમેશાં સાદાઈમાંજ રહેતો. બાદશાહી ઠાઠમાઠ અને દોરદમામથી રહેવાનું

એને ગમતું જ નહિ. દારૂને તો હરામ ગણી એ અડકતો પણ નહિ. ગાનતાન અને નાચ પર એને ઘણી ચીડ હતી. દરબારી ગવૈયા અને નાચનારીઓને એણે રજા આપી હતી. ઉપરાંત આખા રાજ્યમાં એનો ત્રાસ તો એટલો બધો હતો કે એના પુત્રો પણ એનાથી ડરતા રહેતા. એક શાહજાદો તો એટલો બધો બીતો કે બાદશાહનો પત્ર આવ્યો છે એમ સાંભળતાં જ એ ફીક્કો પડી જતો. એના અણુવિશ્વાસુ સ્વભાવને લઈ આખા રાજ્યમાં એ જાતે નજર રાખતો અને જાતે હુકમ આપતો. ઘડપણમાં ચશ્મા વિના જ અરજીઓ વાંચી શકતો અને પોતાને હાથે શેરા કરતો. એ એટલો બધો ધર્મપરાયણ હતો કે ચાલતા યુદ્ધે પણ નિમાજ પઢવી એ કદી ચૂકતો નહિ. વળી રાજ્યમાંથી પોતાના ખાનગી ખર્ચને માટે એક પાઈ પણ વાપરવી એ અધર્મ ગણતો; તેથી જાતે ટોપીઓ બનાવી પોતાનું ગુજરાન ચલાવતો.

## પંજાબના શીખો વિષે થોડુંક

ઔરંગઝેબના રાજ્યની છેવટની સમાલોચના કરીએ તે પહેલાં શીખોનો થોડેક ઇતિહાસ જાણી લેવાની જરૂર છે. હિંદુ મુસલમાન વચ્ચે નિરંતર કજીયા થયા કરશે એવી આગાહી પ્રથમ નાનક નામે એક મહાપુરૂષને થઇ. એથી એવી દુઃખદ સ્થિતિ ઉભી થવા ન પામે એવા ઉપાયો એ સાધુ પુરૂષે બાબરના વખતમાં જ યોજવા શરૂ કર્યા. એ ગુરૂ નાનકે હિંદુ મુસલમાન બન્નેના ધર્મમાંથી સારાં સારાં તત્ત્વો ચૂંટી લઇ એક નવોજ ધર્મ ફેલાવ્યો અને એ નવા ધર્મમાં

હિંદુ અને મુસલમાન બન્ને જોડાયા. એના અનુયાયિઓ શિષ્ય એટલે શીખ કહેવાયા. એ શીખ લોકો શાન્તપણે રહી કોઈને હરકત કર્યા વિના પોતાનો ધર્મ પાળતા. એથી બાબરથી માંડી શાહજહાં સુધી કોઇ બાદશાહે એમને છેડયા ન હતા. પરંતુ ધર્માંધ ઔરંગઝેબના વખતમાં એમના ગુરૂ ગોવિન્દને અને એના કેટલાક શિષ્યોને નિર્દય રીતે મારી નાખવામાં આવ્યા. તેથી ત્યારથી જ શીખ લોકોએ ધર્મના રક્ષણ માટે હથિયાર વાપરવાં શરૂ કર્યાં, અને ઔરંગઝેબના વખતમાં તો એ પ્રજા પૂર્ણ લડાયક બની. ઔરંગઝેબના અતિ ત્રાસથી ત્રાસી તેઓ હિમાલય તરફ નાશી ગયા હતા; પરંતુ ઔરંગઝેબના મરણ પછી એ વીર પ્રજા ધીમે ધીમે આગળ વધતી ગઇ, ને અંતે ઉત્તર હિન્દમાં તેની સત્તા અદમ્ય થઇ પડી.

## અકબર અને ઔરંગઝેબની તૂલના

ઔરંગઝેબના અમલ નીચે મુગલ સત્તા મહત્તાની ટોચે પહોંચી હતી અને એના રાજ્યનો વિસ્તાર પણ ઘણોજ થયો હતો; મુસલમાન ઇતિહાસકારો એ સંયમી ને ચુસ્ત મુસલમાન બાદશાહને મુગલ વંશના સૌથી મહાન્ બાદશાહ તરીકે—અકબરથી પણ વધારે મહાન—વર્ણવે છે. ઉત્સાહ, મનની દૃઢતા અને કાબેલિયતમાં તે અકબરથી કોઈ રીતે ઉતરે તેવો ન હતો. મહાન અકબરની માફક જ તે મહેનતુ અને ખંતીલો હતો. પરંતુ બીજી કેટલીક બાબતોમાં અકબરથી તે છેક ભિન્ન હતો. બન્ને રાજ્યકૌશલ્યમાં એક્કા હતા. ઔરંગઝેબ હમેશાં પોતાનું ધ્યેય સાધવામાં ક્રૂર રાજનીતિનો આશ્રય લેતો,

ત્યારે મહાન અકબર સર્વ પ્રજા તરફ અને તાબે થયેલા દુશ્મન તરફ પણ ઉદાર અને સહિષ્ણુ રહી પોતાનું ધ્યેય સાધતો. અકબરનું ધ્યેય, સાધન, અને ઉપાય ઉચ્ચ રહેતા, ત્યારે ઔરંગઝેબની સ્વાર્થી પ્રકૃતિ ગમે તે ધ્યેયની સિદ્ધિને અર્થે ગમે તેવા તુચ્છ ને નીચ ઉપાય યોજવે શરમાતી નહિ. એના દૃઢ પણ અણુવિશ્વાસુ સ્વભાવે એની સુખી જિંદગીમાં ઝેર ભેળવ્યું અને દરેક લડાઇને અંતે એણે સામ્રાજ્યના નાશનાજ પાયા ખોદ્યા.

અકબર અને ઔરંગઝેબ વચ્ચેનો મોટો તફાવત તો એ બન્નેનું હિંદુઓ તરફનું ભિન્નભિન્ન વલણ જોવાથી જણાઈ આવે છે. જે હિંદુઓ, ખાસ કરીને રજપૂતો, જે દુશ્મન જેવા હતા તેમને પોતાના સ્નેહાળ અને સહિષ્ણુ વર્તનથી જ્યારે અકબરે રાજ્યના સ્તંભ બનાવી દીધા, ત્યારે ઔરંગઝેબે તે જ વફાદાર બની ગયેલા રાજ્યના સ્તંભરૂપ રજપૂતોને વિના કારણ પોતાની ધર્માંધતામાં તણાઈ છંછેડયા અને કટ્ટા શત્રુ બનાવ્યા. વળી હિંદુઓને કોઈપણ સરકારી નોકરીમાં ન જ રાખવા એવાં જોહુકમી અને સામ્રાજ્યને હાનિકારક ફરમાન કાઢીને તો એણે સામ્રાજ્યની વ્યવસ્થાને ઘણી કફોડી કરી નાખી. તે ઉપરાંત જજીયા વેરાનો જુલ્મી કર ઉત્તર હિંદમાં નાખી એનાં ખરાબ પરિણામો તેણે ચાખ્યાં, તોય એટલાથી સંતોષ ન મળ્યો હોય તેમ એ જ જજીયા વેરો તેણે દક્ષિણ હિંદમાં નાખ્યો, અને ત્યાં પણ તેની કટુતા તેણે પૂરેપૂરી ચાખી. પરિણામ એ આવ્યું કે જે હિંદુઓ તટસ્થ રહી શકયા હોત, તે જ હિંદુઓ મરાઠા સાથે ભળી મુગલોના કટ્ટા દુશ્મન બની ગયા. આ જ કારણને લઇ મુગલ સામ્રાજ્યની પડતી થવા માંડી, એમ કહીએ તો કશું ખોટું નથી.

# ૪

# મુગલ સામ્રાજ્યનો મધ્યાહ્ન

## મુગલ સામ્રાજ્યનું સૂક્ષ્માવલોકન

મહાન અકબર પછી દિલ્હીની ગાદીએ એક પછી એક, જહાંગીર, શાહજહાં, અને ઔરંગઝેબ એમ ત્રણ મહા વૈભવી અને સત્તાશાળી બાદશાહો થયા. જહાંગીર બાપ જેવો બળીઓ કે રાજ્યકારભારમાં કુશળ ન હતો; છતાં એણે રાજ્યની પ્રતિષ્ઠા જેવી હતી તેવી જ જાળવી રાખી રાજ્યના વૈભવ અને આબાદીમાં સારો વધારો કર્યો હતો. શાહજહાંમાં અકબરનું શૌર્ય ઉતર્યું હતું અને એ શૌર્યના તેજથી એણે રાજ્યમાં સારો પ્રકાશ પાડ્યો હતો. ઔરંગઝેબમાં રાજ્ય કરવે અકબરની દૂરદર્શી વ્યવહાર–દક્ષતા ન હોવા છતાં અને ચારિત્ર્યમાં પણ બે વચ્ચે આસમાન–જમીનનું અંતર હોવા છતાં એનામાં અકબરનું વીરત્વ, અદમ્ય ઉત્સાહ, અને નિશ્ચયાત્મક બુદ્ધિ આબેહૂબ ઉતર્યાં હતાં. ઔરંગઝેબના વખતમાં સામ્રાજ્યની સીમા ખૂબ વધી ગઈ હતી, અને એ વિશાળ સામ્રાજ્યનો પાયો જો કે ઔરંગઝેબનાં કેટલાંક ધર્માંધ આચરણથી અને અવિશ્વાસુ ને શંકાશીલ મનોવૃત્તિથી હચમચવા લાગ્યો તે છતાં તે જીવ્યો ત્યાંસુધી તો એ મહાન સામ્રાજ્યની ઇમારતનો એક કાંકરો પણ ખરવા એણે નહોતો દીધો. એનો પ્રતાપ દુશ્મનોને અસહ્ય થઈ પડતો. એનો નિશ્ચય કોટી વિઘ્નોથી પણ ન ડગતો. છતાં એના સમગ્ર પ્રતાપી જીવનમાં એની ધર્માંધતાએ એવી તો ચીનગારી મૂકી

હતી કે એ ચીનગારીમાંથી જ એના વિશાળ સામ્રાજ્યને બાળી ભસ્મ કરે એવી જ્વાળાઓ ઠેરઠેર પ્રસરી અને એના પ્રતાપી જીવનને અંતે એ જ્વાળાના પ્રચંડ અગ્નિએ આખરે આખા સામ્રાજ્યને ભસ્મીભૂત કરી નાંખ્યું.

જહાંગીરથી માંડી ઔરંગઝેબ સુધીના સામ્રાજ્યની ચડતી કળાના વખત દરમ્યાન મુગલો ધીમે ધીમે દક્ષિણમાં પ્રબલ સત્તા જમાવતા ચાલ્યા, અને ઔરંગઝેબના વખતમાં તો દક્ષિણ હિંદની જીત પૂર્ણપણે થઈ ગઈ. ઔરંગઝેબના વખતમાં જ મુગલો પહેલવહેલા મરાઠાઓના પ્રસંગમાં આવ્યા હતા. જે મરાઠાઓએ પાછળથી મુગલ સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાંખ્યું હતું તે મરાઠાઓનો પહેલો પરિચય મુગલોને ભયમાં નાખે એવો ન હતો. ઔરંગઝેબની હયાતી દરમ્યાન તો એ મરાઠાઓ પણ મુગલોથી ડરતા જ ફરતા હતા. ઔરંગઝેબના વખતમાં મરાઠાઓની સત્તાનો તો ઉદય થતો હતો; એટલે દક્ષિણમાં તે વખતે બ્રાહ્મણી રાજ્યના બુઝાતા દીપકની છૂટી પડી ગયેલી પાંચ જ્યોતો જ પ્રકાશતી હતી. એ પાંચ મુસલમાની રાજ્યની શાખાઓમાં પણ ફક્ત ત્રણ જ શાખાઓ દક્ષિણમાં પ્રતાપવાન હતી. એ ત્રણ રાજ્યો તે બિજાપુર, અહમદનગર, અને ગોવળકોંડા હતાં. આમાંથી અહમદનગર શહેરનો કબજો અકબરના વખતમાં લેવામાં આવ્યો હતો, પણ અહમદનગરનું રાજ્ય તો અણજીત્યું જ રહેલું—એ રાજ્ય ખાલસા નહોતું થયું. એટલે દક્ષિણનાં એ ત્રણે બળવાન રાજ્યો મુગલ સામ્રાજ્યના પ્રતાપી સૂર્ય સામે ઝાંખા તેજે પણ પ્રકાશતાં હતાં. આમાંથી અહમદનગરના રાજ્યની પડતી સૌથી પહેલી થઈ. ઈ.સ.૧૬૩૭માં

જ્યારે શાહજહાં રાજ્યકર્તા હતો ત્યારે એણે એ રાજ્ય ઉપર સવારી કરી એની સ્વતંત્ર સત્તાનો નાશ કર્યો હતો અને અહમદનગરને મુગલ સામ્રાજ્યમાં પહેલી જ વાર જોડી દેવામાં આવ્યું હતું. એ જ શાહજહાંના વખતમાં બિજાપુર અને ગોવળકોંડા ઉપર પણ ધાડ પડી હતી, અને એ બન્ને રાજ્યો શાહજહાંની તલવારને તાબે થઈ જવાની તૈયારીમાં જ હતાં; ત્યાં એકાએક શાહજહાંના પુત્રોની રાજ્યગાદીના લોભે જાગેલી માંહોમાંહેની ખટપટે તેમાં વિઘ્ન નાખ્યું, અને એ રાજ્યો તે વખતે નાશ પામતાં બચી ગયાં. ઔરંગઝેબના વખતમાં ફરી દક્ષિણ ઉપર આફત આવી અને તે વખતે ઔરંગઝેબે વર્ષોનાં વર્ષો સુધી અનેક મુશીબતોમાં પણ લડાઇ ચાલુ રાખી બિજાપુરના રાજ્યને ઇ. સ. ૧૬૮૭માં, અને ગોવળકોંડાના રાજ્યને ઈ. સ. ૧૬૮૮માં જેર કર્યાં. આ પ્રમાણે એણે મુગલ સામ્રાજ્યની આણ ઠેઠ દક્ષિણ હિંદમાં પણ વર્તાવી.

---

# પ્રકરણ-૪ થું

# મુગલસામ્રાજ્યની પડતી અને અંત

## ઈ. સ. ૧૭૦૭-૧૮૬૨

## ૧

## મુગલસામ્રાજની પડતી, ઈ. સ. ૧૭૦૭-૧૭૪૮

## બહાદુરશાહ, જહાંદારશાહ, ફરૂખશીઅર અને મુહમ્મદશાહ

### .દુરશાહ, ઈ. સ. ૧૭૦૭ થી ૧૭૧૨

ઔરંગઝેબ પોતાની પાછળ ચાર પુત્રો મૂકી ઈ. સ. ૧૭૦૭માં
.મદનગરમાં મરણ પામ્યો હતો. એ ચાર પુત્રો મુઆઝીમ,
ઝીમ, અકબર અને કામબક્ષ હતા. આમાંથી શાહજાદો
.બર ઔરંગઝેબ જીવતાંજ બાપથી જુદો પડી ઈરાનમાં કેવી
. નાસી છૂટ્યો હતો—એ ઈતિહાસ આપણે જાણી ગયા છીએ.
.ી રહેલા ત્રણે પુત્રો બાપના મોત પછી માંહોમાંહે રાજ્ય
. કજીયા કરવા લાગ્યા. ઔરંગઝેબ જાણતો હતો કે એના
.ણ પછી એના પુત્રો ગાદી માટે મારામારી કર્યા વિના રહેવાના
., એટલે ચેતીને જ એણે મરતા પહેલાં પોતાના પુત્રો વચ્ચે
યની યોગ્ય વહેંચણી કરી એક કાચો દસ્તાવેજ ઘડી
.યો હતો; એના મુઆ પછી એ કાચો દસ્તાવેજ એની
.ણ-પથારીના ઓસીકા નીચેથી જ એના પુત્રોના હાથમાં

આવ્યો હતો. છતાં એ ગોઠવણ પ્રમાણે ત્રણ પુત્રોમાંથી એક પણ વર્તવા તૈયાર ન હતો. દરેકને આખું રાજ્ય માણવાનો જ મનસુબો હતો. એટલે વચેટ શાહજાદા આઝીમે તાબડતોબ પોતાને બાદશાહ તરીકે જાહેર કીધો; પરંતુ એના મોટા ભાઈ મુઆઝીમે એને આગ્રા પાસે હરાવી મારી નાખ્યો અને પોતે બહાદુરશાહ (એને શાહઆલમ પહેલો પણ કહેવામાં આવે છે) નામ ધારણ કરી ગાદીએ બેઠો. શાહજાદા કામબક્ષે પણ દક્ષિણમાં લશ્કર ભેગું કરી પોતાથી થાય તેટલા પ્રયત્નો રાજ્ય મેળવવા માટે કર્યા, પણ એને તો સરદાર ઝુલ્ફીકારખાંએ હરાવી મારી નાંખ્યો. આથી સરદાર ઝુલ્ફીકારખાં બહાદુરશાહનો માનીતો થયો અને એનો વજીર પણ બન્યો. આ પ્રમાણે બહાદુરશાહના હાથમાં રાજ્યની લગામ આવી ત્યારે દિલ્હીના ખજાનામાં પુષ્કળ દ્રવ્ય હતું. એ ખજાનામાંથી બાદશાહે બહોળે હાથે અપાય તેટલું ધન પોતાના માનીતા સરદારોમાં વેર્યું અને પોતાનો રાજ્ય ઉપરનો કાબુ દૃઢ કર્યો.

## જાણવાજોગ બીજી બાબતો

(૧) પોતાના સરદારો, સહાયકો, અને અમીર ઉમરાવોનો પ્રેમ સંપાદન કરી બહાદુરશાહે રજપૂતો જોડે પણ મૈત્રી બાંધી. તેમના ઉપરનો જજીયા વેરો બંધ કર્યો અને મહાન અકબરની ઉદાર રાજનીતિ પ્રમાણે ચાલવાનું વચન આપી એણે તેમનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો.

(૨) મરાઠા લોકોનું મન રંજન કરવા અને એમનો મુગલો તરફનો અણગમો દૂર કરવા બાદશાહે દિલ્હીમાં ઔરંગઝેબના

વખતથી કેદ કરી રાખેલ શંભાજીના પુત્ર શિવાજી (શાહુ) ને છૂટો કરી એને સહીસલામત દક્ષિણમાં પહોંચતો કર્યો.

( ૩ ) આ વખતમાં શીખ લોકોએ દિલ્હીથી લાહોર સુધીનો મુલક જીતી લીધો. એથી બહાદુરશાહે રજપૂતોની મદદ લઇ એ લોકોને હરાવી હાંકી કાઢ્યા, ઈ. સ. ૧૭૧૦.

## બહાદુરશાહનું મૃત્યુ

શીખ લોકોને હરાવી હાંકી કાઢીને પાછા ફરતાં લાહોર મુકામે બાદશાહે દેહ છોડયો, ઇ. સ. ૧૭૧૨. બહાદુરશાહના વખતમાં રાજ્યમાં શાન્તિ સારી હતી. શીખોની ધમપછાડ બાદ કરતાં બીજી કોઇ જગ્યાએ ગડબડાટ મચ્યો ન હતો. બાદશાહ સ્વભાવે ભલો અને ઉદાર દિલનો હતો. ઔરંગઝેબની માફક ભત્રિજાઓને મારી ન નાખતાં તેમને તેણે સારી જાગીરો આપી હતી. રજપૂતો સાથે અકબરની ઉદાર રાજનીતિને વળગી રહેવાનું એનું ડહાપણ વખાણવા જેવું હતું; પણ એનામાં અકબર જેવી બીજી કંઇ ચતુરાઇ ન હતી. ઔરંગઝેબ જેવી બહાદુરી અને કપટ પણ એને વારસામાં નહોતાં મળ્યાં. સુભાગ્યે એના સમયમાં બંડ–બખેડા પણ નહોતા થયા, અને થયા હોત, તો રાજ્યની લગામ પણ એના હાથમાં ન રહેત !

## જહાંદારશાહ. ઇ. સ. ૧૭૧૨ થી ૧૭૧૩

બહાદુરશાહને પણ ચાર પુત્રો હતા. એ ચારે પુત્રોમાં સૌથી કાબેલ અઝિમુશાં બાપની હયાતીમાં જ બંગાળાનો સુબો હતો. પરંતુ બાપના મોત પછીની રાજ્ય માટેની કાપાકાપીમાં

એનો પહેલો જ ભોગ અપાયો. બીજા બે પુત્રો પણ રાજ્ય મેળવવાની ધમાલમાં હોમાઈ ગયા. છેલ્લો જહાંદારશાહ વઝીર ઝુલ્ફીકારખાંની મદદથી રાજ્યનો ધણી થયો. એ બાદશાહ સાવ નાલાયક અને પૂરો રંડીબાજ નીવડવાથી લોકોએ એની સામે બળવો કર્યો. એ અંધેરનો લાભ લઇ એના ભત્રિજા ફરૂખશીઅરે (આઝિમુશાંના પુત્રે) પણ બંગાળામાં બળવો જગાડ્યો; અને સૈયદ અબદુલ્લા અને સૈયદ હુસેન એ બે સુબાઓની મદદથી આગ્રા પાસે જહાંદારશાહ તેમજ વઝીર ઝુલ્ફીકારખાંને હરાવી માર્યાં; પછી પોતે દિલ્હીની ગાદીએ બાદશાહ પદ ધારણ કરી ચઢી બેઠો.

## ફરૂખશીઅર, ઈ. સ. ૧૭૧૩ થી ઈ. સ. ૧૭૧૯

ફરૂખશીઅર બાદશાહ તરીકે કશા કામનો ન હતો. આખા રાજ્યમાં એનું કયાંય ચલણ ન હતું. એ એટલો બધો નિર્બળ મનનો હતો કે પોતાનો બાદશાહ તરીકેનો દમામ પણ એ સાચવી શકતો ન હતો. જે સૈયદ ભાઇઓની મદદથી એ રાજ્યગાદી મેળવવા ભાગ્યશાળી થયો હતો, તેમના હાથમાં બાદશાહ ફરૂખશીઅર તો એક રમકડા જેવો હતો. બધા જ રાજ્યકારભાર એ સૈયદ ભાઈઓ ચલાવતા હતા. બાદશાહ તો એક પૂતળા જેવો હતો.

## એના રાજ્યની નવાજુની

(૧) બાદશાહ ફરૂખશીઅરના વખતમાં શીખોને સજ્જડ હાર આપવામાં આવી. તેમના સરદાર ગુરૂ બંદાને કેદ કરવામાં

આવ્યો અને પાછળથી બહુ ક્રૂર રીતે મારી નાખવામાં આવ્યો. તે ઉપરાંત, બીજા પણ હજારેક શીખોની કતલ કરવામાં આવી.

( ૨ ) સૈયદ હુસેને મરાઠા રાજ્ય ઉપર સવારી કરી તે વખતે રાજા શાહુ મરાઠા ઉપર રાજ્ય કરતો હતો અને કુલ કારભાર પેશ્વા બાલાજીરાવ વિશ્વનાથના હાથમાં હતો. એ પેશ્વાએ હુસેનને સજ્જડ હરાવ્યો અને તેની પાસે પેશ્વાએ આકરી શરતોથી એક સંધિ કરાવી. એ સંધિ દિલ્હીના બાદશાહ પાસે પળાવવા પેશ્વા જાતે હુસેનને લઈ દિલ્હી આવ્યો, પણ બાદશાહે એ ભારે માગણી કબુલ ન કરવાથી સૈયદ હુસેને એનો (બાદશાહનો) ઘાત કરાવ્યો, ઈ. સ. ૧૭૧૯.

## મુહમ્મદશાહ. ઈ. સ. ૧૭૧૯ થી ૧૭૪૮

ફરૂખશીઅરનો ઘાત કરાવ્યા પછી પેલા બે સૈયદ ભાઈઓએ એક પછી એક એમ ત્રણ બાદશાહોને ગાદીએ બેસાડ્યા, પણ એ બધાને ટૂંક મુદતમાં જ એ બે ભાઈઓએ હતા ન હતા કરી નાખી બહાદુરશાહના પૌત્ર મુહમ્મદશાહને ગાદી આપી દિલ્હીનો બાદશાહ બનાવ્યો.

## સૈયદ ભાઈઓનો નાશ

જહાંદારશાહના વખતથી રાજ્યમાં ધણીરણી થઈ પડેલા આ બે સૈયદ ભાઈઓની વધતી જતી સત્તા મુહમ્મદશાહને ખુંચવા લાગી, એથી એમનો ઘાટ ઘડવાના ઈરાદાથી બાદશાહે

દક્ષિણના બળવાન થઈ પડેલા સુબાને હરાવી ઠેકાણે લાવવાને બ્હાને સૈયદ હુસેનને સાથે લઈ દક્ષિણ ઉપર સવારી કરી. બીજાને તો દિલ્હીમાં રાખી રસ્તામાં જ બાદશાહે સૈયદ હુસેનનો ઘાટ ઘડી નાખ્યો. એ સમાચાર અબદુલ્લાને મળતાં પોતાના ભાઈનું વેર લેવા એ લશ્કર લઈ આવી પહોંચ્યો; પણ બાદશાહે એને શાહપુર આગળ હરાવી માર્યો. આ પ્રમાણે બન્ને સૈયદ ભાઈઓની જોહુકમી સત્તા અંતે અસ્ત પામી. એ ભાઈઓ જબરા મુત્સદ્દી અને પહોંચેલા હતા. ધારે તેને ગાદીએ બેસાડતા અને ધારે તેને ઘડીના છઠ્ઠા ભાગમાં ગાદીએથી ઉઠાડી મૂકતા કે મારી નાખતા. આથી એ બન્ને ભાઈઓને "બાદશાહ બનાવનાર" પણ કહેવામાં આવે છે.

## સામ્રાજ્યની ઉતરતી કળા અને રાજ્યના ભાગલા

મુહમ્મદશાહના લાંબા રાજ્ય દરમ્યાન દિલ્હીના રાજ્યનો દોર સાવ કમી પડી ગયો હતો. એ બાદશાહમાં મુગલ રાજ્ય જેવા વિશાળ રાજ્યને ચલાવવાની અને બધે પહોંચી વળવાની શક્તિ ન હતી, એથી એના નબળા રાજ્ય વહીવટમાં સામ્રાજ્યના મુસલમાન સુબાઓ સ્વતંત્ર થયા; મરાઠાઓ જોર ઉપર આવી આગળ ધસી આવ્યા; અને હુમલાખોર પરદેશીઓ પણ હિન્દ ઉપર તૂટી પડ્યા.

## દક્ષિણમાં નિઝામ સ્વતંત્ર થયો

સૈયદભાઈઓને મારી હઠાવ્યા પછી બાદશાહે દક્ષિણના સુબા નિઝામ-ઉલ-મુલ્કને પોતાનો વઝીર નીમ્યો; પરંતુ દિલ્હીમાં

એને બાદશાહની સાથે નહિ બનવાથી એ પાછો પોતાને સ્થાને દક્ષિણમાં ગયો. ત્યાં ગયા પછી હૈદરાબાદમાં એણે પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપી અને મુહમ્મદશાહને સમ્રાટ્ તરીકે ગણવાની ચોખ્ખી ના પાડી. આ પ્રમાણે ઇ. સ. ૧૭૨૦માં નિઝામના સ્વતંત્ર રાજ્યની શરૂઆત થઈ.

## અયોધ્યાનો સુબો સાદતખાં સ્વતંત્ર થયો

નિઝામ ચાલ્યો ગયો, એટલે બાદશાહે અયોધ્યાના સાદતખાંને પોતાનો વઝીર બનાવ્યો; પરંતુ એ પણ બાદશાહની કેટલીક રીતભાત નહિ ગમવાથી દિલ્હી છોડી અયોધ્યા ચાલ્યો ગયો, અને ત્યાં જઇને બાદશાહની નબળાઈ પારખી સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. આ પ્રમાણે અયોધ્યા પણ સામ્રાજ્યના અંકુશમાંથી સરકી ગયું.

## બંગાળાનો અલીવર્દીખાં સ્વતંત્ર થયો

"નબળી બોરડી સૌ કોઈ ઝૂડે"—તેમ સામ્રાજ્યની નબળી હાલત જોઈને બંગાળાના સુબા અલીવર્દીખાંનું મન સ્વતંત્ર થવા લોભાયું. એણે પણ દિલ્હીની ધૂંસરી દૂર ફેંકી દઈ બાદશાહને ખંડણી મોકલવી બંધ કરી.

## રોહિલાઓ પણ ફાવ્યા

સામ્રાજ્યને હળવે હળવે છિન્નભિન્ન થતું જોઇને ગંગાની ઉત્તરે રોહિલખંડમાં આવી વસેલા 'રોહિલા' નામે ઓળખાતા અફઘાનો પણ બળવો જગાવી સ્વતંત્ર થઇ બેઠા.

## મરાઠાઓ પણ ન ભૂલ્યા

મુગલ સામ્રાજ્યની થતી આ પડતીનો લાભ લેવામાં મરાઠાઓએ પણ પાછી પાની ન કરી. એ વખતે મરાઠી રાજ્યનો કાબુ બીજા પેશ્વા બાજીરાવના હાથમાં હતો. એ પેશ્વા જબરો યોદ્ધો હતો, અને મરાઠીસત્તાને સર્વોપરી કરવાની એને ઘણી હોંશ હતી. એથી બાજીરાવે પોતાના બાહોશ સરદારોને મુગલ સામ્રાજ્યમાં ધસારો કરવા મોકલ્યા, અને તેમાં પેશ્વાના સરદાર ગાયકવાડે ગુજરાત, હોલ્કરે માળવા, અને સિંધિયાએ બુંદેલખંડ જીતી સ્વાધીન કર્યા.

આ સમયમાં જ જોધપુરનો રાજા અજીતસિંહ પોતાના રાજ્યની આસપાસનો મુગલ મુલક દબાવી બેઠો.

## અધૂરામાં પૂરૂં

બાદશાહ મુહમ્મદશાહના વખતમાં થઈ પડેલી આટલી બધી પડતીમાં અને રાજ્યની થતી જતી પાયમાલીમાં જાણે હજી બાકી રહ્યું હોય તેમ એક નવી આફત પરદેશથી આવી ચઢી. લગભગ ત્રણ સૈકાં થયાં હિન્દ પરદેશના હુમલાથી મુક્ત હતું. તૈમુર લંગડાથી પણ ક્રૂર અને લોભી ઈરાનનો નાદિરશાહ આજ સમયમાં એટલે ઈ. સ. ૧૭૩૯માં હિન્દ ઉપર ચઢી આવ્યો.

## નાદિરશાહ

ઈરાનનો બાદશાહ થયો તે પહેલાં નાદિરશાહ કાસ્પીઅન સમુદ્રને કાંઠે ઢોર ચારી ખાતો હતો. પરંતુ ભાગ્યદેવી એના

ઉપર પ્રસન્ન થઇ અને એ ભરવાડ મટી ઈરાન દેશનો સરદાર થયો. સરદાર થઈ એણે ઇરાનને અફઘાનોના હુમલામાંથી બચાવ્યું અને એ વિજયના મદમાં જુના બાદશાહને ખસેડી મૂકી તે ઈરાનની ગાદીએ ચઢી બેઠો. એ પહાડ જેવો ખડતલ હતો. કાચાપોચા માણસો તો એનો બિહામણો અને કાળો ચહેરો જોઇને જ ઢીલા પડી જતા. મેઘગર્જના જેવો એનો ઘોર–ગંભીર અવાજ સાંભળીને કાયરો કંપી ઉઠતા. એની આંખોમાંથી નીકળતું વીજળીના જેવું તેજ દુશ્મનોને પણ અસહ્ય થતું. એની રગેરગમાં ઝનૂન અને ક્રૂરતા જ વ્યાપી રહેતાં. એ જાતનો મુસલમાન હતો. પોતાની સાથે પ્રચંડ સૈન્ય લઈ દિલ્હીપર એ ચઢી આવ્યો. કર્નાલ પાસે મુહમ્મદશાહના લશ્કરને હરાવી તે દિલ્હીમાં દાખલ થયો. એનો વિચાર તો ફક્ત દિલ્હીને લૂંટી પુષ્કળ દોલત ઇરાનમાં ઘસડી જવાનો હતો; પણ સવારમાં ઉઠીને જુએ છે તો તેણે પોતાના કેટલાક સૈનિકોને દિલ્હીમાં મરાએલા જોયા. એકદમ તે ક્રોધથી રાતો પીળો થઇ ગયો. ને દિલ્હીના લોકોને મારવાના અને શહેર લૂંટવાના હુકમ છોડયા. આખો દિવસ નિર્દોષ માણસોની કતલ ચાલી, ઘરબારોને આગ લગાડવામાં આવી, અને હાથ આવી તેટલી તમામ માલમતા લૂંટી લેવામાં આવી. સાંજે મુહમ્મદશાહથી જોયું ન ગયું ત્યારે તે નાદિરને પગે પડયો અને કતલ અટકાવવા બહુ વિનંતી કરી. નાદિરનું વજ્ર હૈયું પીગળ્યું અને એણે લશ્કરને એ ઘાતકી કામમાંથી પાછું બોલાવ્યું. બીજે દિવસે નાદિરે દરદાગીના અને ઝવેરાતથી ભરેલા દિલ્હીના ખજાનાનો કબજો લીધો. મયૂરાસન, સોનાના મુગટો, ઉત્તમ હાથીઓ, ઘોડાઓ,

તોપો, કિંમતી વસ્ત્રો અને એ ઉપરાંત અમીર ઉમરાવોને લૂંટતાં જે સઘળું હાથ લાગ્યું તે બધું જ પોતાની સાથે લઇ ઇરાન પાછો ચાલ્યો ગયો. કહેવાય છે કે નાદિરની પાસે એટલો બધો પૈસો થઇ પડ્યો કે એનું શું કરવું તે એને સૂઝયું નહિ. પોતાના દરેક સૈનિકને એને ત્રણ માસનો પગાર બક્ષિસમાં આપ્યો,અને ઇરાનના લોકોના એક વર્ષ સુધી બધા કરો માફ કર્યા.

એ નાદિરશાહ દીલ્હીમાં ૫૮ દિવસ રહ્યો અને જતા પહેલાં તેણે મુહમ્મદશાહ સાથે સંધિના કરાર કરી સિન્ધુની પેલી પાસનો મુલક પોતાને કબજે લઇ દિલ્હીનું રાજ્ય એને પાછું સોપ્યું.

## નાદિરના ગયા પછી

નાદિરની ચઢાઇથી મુગલ રાજ્ય છેક જ ગબડી ગયું. નાના સુબેદારોએ અને નવાબોએ પણ નજરાણાં મોકલવાનું બંધ કર્યું. મરાઠાઓએ પણ જોર ઉપર આવી બંગાળા અને દક્ષિણ હિન્દમાં ઘૂમી છચોક ચોથ ઉઘરાવી.

નાદિરના ગયા પછી આઠ વર્ષે ઇ. સ. ૧૭૪૭માં અહમદશાહ દુરાનીએ પંજાબ ઉપર ચઢાઈ કરી સરહિંદ લીધું; પરંતુ મુહમ્મદશાહના પુત્ર અહમદશાહે તેની જોડે બહાદુરીથી લડી તેને પાછો કાઢયો. મુગલ બાદશાહનો આ છેલ્લો જ જય હતો. આ જીત પછી થોડા જ વખતે મયૂરાસન ઉપર કોહીનૂર ધારણ કરી બેસનાર છેલ્લો મુગલ બાદશાહ મુહમ્મદશાહ પણ મરણ પામ્યો. ઈ. સ. ૧૭૪૮

૨

# મુગલસામ્રાજ્યનો અસ્ત, ઈ. સ. ૧૭૪૮–૧૮૬૦

## અહમદશાહ–૧૭૪૮ થી ૧૭૫૪

જે સાલમાં શાહજાદા અહમદશાહે અહમદ દુરાનીને હરાવી નસાડ્યો, તેજ સાલમાં એટલે ઈ. સ. ૧૭૪૮ માં મુહમ્મદશાહ ૨૯ વર્ષનું લાંબું રાજ્ય ભોગવી અને મુગલ સામ્રાજ્યની છિન્નભિન્ન ને બેહાલ થઈ ગયેલી દશા પોતાની આંખે જોઈ મરણ પામ્યો. એની પછી એનો પુત્ર અહમદશાહ દિલ્હીમાં બાદશાહ થયો. એના વખતમાં અમીર ઉમરાવો વચ્ચે નાનામોટા કજીયા તો થયે જતા હતા. અહમદશાહ અબદલ્લી અથવા દુરાનીએ હિંદ ઉપર સ્વારી કરી પંજાબને સર કર્યું. એ બનાવ તેમાં ખાસ જાણવાજોગ હતો. ત્યાર પછી ઈ. સ. ૧૭૫૪ માં વઝીર ગાઝિયુદ્દીને અહમદશાહની આંખો ફોડી નાખી, એને પદભ્રષ્ટ કર્યો અને જહાંદારશાહના એક પુત્રને દિલ્હીની ગાદીએ બેસાડ્યો. અહમદશાહ એની રાજ્યકારકીર્દી દરમ્યાન પોતાના વઝીરના હાથમાં એક રમકડા જેવો જ હતો. એનો દોર રાજ્યમાં બીલકુલ પડતો નહિ. એની સત્તા નામની જ હતી.

## આલમગીર બીજો–ઈ. સ. ૧૭૫૪ થી ૧૭૫૯

વઝીર ગાઝિયુદ્દીનની મદદથી ગાદીએ આવેલો જહાંદાર-શાહનો પુત્ર 'આલમગીર બીજો' એવું ઉપનામ ધારણ કરી રાજ્ય ચલાવવા લાગ્યો. આ આલમગીર બીજો એની અગાઉ

થઇ ગયેલ આલમગીર (ઔરંગઝેબનું ઉપનામ પણ આલમગીર હતું)ની સાથે સમાન નામ ધારણ કરવામાં જ સરખાવી શકાય. ઔરંગઝેબની બીજી ચતુરાઇ એનામાં કશી જ ન હતી. આ આલમગીરના વખતમાં પણ અહમદશાહ દુરાની ત્રીજીવાર હિંદમાં આવ્યો, દિલ્હીને લૂંટયું, અને ૧૭ વર્ષ પહેલાં નાદિરશાહે આદરેલ કરૂણ હત્યાકાંડ દિલ્હીમાં ફરી આદર્યો, ઇ. સ. ૧૭૫૫.

આ બાદશાહના વખતમાં ગાઝિયુદ્દીનના પુત્ર અને એના બીજા ઉમરાવો વચ્ચે રાજ્યખટપટ અને પ્રપંચો રચાયે જતા હતાં; અને એ અરસામાં જ ગાઝિયુદ્દીનના વઝીર–પુત્રે મરાઠાઓને પોતાની મદદે બોલાવ્યા. મરાઠાઓ બાજીરાવ બીજાના નાનાભાઈ રાઘોબાની સરદારી નીચે મદદે આવ્યા અને તેમણે પંજાબનો કબજો લીધો. ત્યાર પછી થોડા જ કાળમાં આલમગીર બાદશાહને એના વઝીરે મારી નાખ્યો, ઈ. સ. ૧૭૫૯.

## શાહઆલમ બીજો–ઈ. સ. ૧૭૫૯ થી ૧૮૦૬

બાદશાહ આલમગીરના મોત પછી અહમદશાહનો શાહજાદો જે નાસી ગયો હતો તે પાછો આવી વઝીરની મદદથી દિલ્હીનો નામધારી બાદશાહ થયો. એ કેવળ સત્તાહીન હતો. આ બાદશાહે દિલ્હીની બાદશાહી ૫૦ વર્ષના લાંબા ગાળા સુધી અનેક પ્રકારનાં દુઃખમાં ભોગવી. એના વખતમાં મરાઠાઓ પૂર સત્તામાં આવ્યા અને તેમણે મોગલાઈ સત્તાને મૂળમાંથી ઉખેડી નાખવાનો મહા પ્રયત્ન કર્યો. પરંતુ ઈ. સ. ૧૭૬૧માં અહમદશાહ દુરાનીએ પાંચમી વાર ચઢી આવી મરાઠાઓને પાણીપતના મેદાનમાં સજ્જડ હાર આપી. ( મરાઠાઓનો ઈતિહાસ ખંડ બીજામાં સંપૂર્ણ

આપવામાં આવ્યો છે.) આ બધી ઉથલપાથલને અંતે શાહઆલમ તો માત્ર નામનો જ બાદશાહ હતો. લગભગ બધા જ સરદારો સ્વતંત્ર બની ગયા હતા. બાદશાહના તાબામાં તો ફક્ત દિલ્હી અને આગ્રા બે જ રહ્યાં હતાં. પાણીપતની સખ્ત હાર પછી લગભગ ૧૦ વર્ષે મરાઠી સત્તા ફરી જોર પર આવી અને તે વખતે મરાઠાઓએ સિંધિયાની સરદારી નીચે દિલ્હીનો કબજો લઈ શાહઆલમને પણ પોતાના કબજામાં રાખ્યો, ઈ. સ. ૧૭૭૧. સિંધિયાના રક્ષણ નીચે શાહઆલમ ઈ. સ. ૧૭૭૧ થી ૧૮૦૩ સુધી રહ્યો. એ દરમ્યાન ગુલામ કાદિર નામના રોહિલા સરદારે ઈ. સ. ૧૭૮૯ માં દિલ્હી ઉપર ધસારો કરી સિંધિયાની ગેરહાજરીમાં શાહઆલમને કેદ કરી એની આંખો ફોડી નાખી. પરંતુ તરત જ સિંધિયાએ દોડી આવી એને છૂટો કરી પોતાના તાબામાં લીધો અને ગુલામ કાદિરને પકડી બહુ જ ઘાતકી રીતે મારી નખાવ્યો. છેવટે ઇ. સ. ૧૮૦૩માં અંગ્રેજ સરદાર લેઇકે સિંધિયાને હરાવી શાહઆલમને અંગ્રેજ કંપનીના રક્ષણ નીચે આણ્યો. ત્યારપછી શાહઆલમ ઈ. સ. ૧૮૦૬માં મરણ પામ્યો. આ શાહઆલમના વખતમાં જ કંપની સરકારને અલ્લાહાબાદની સુલેહથી બંગાળા અને બિહારનો સમસ્ત દિવાની હક્ક મળ્યો. (સંપૂર્ણ અહેવાલ માટે બીજો ખંડ જુઓ.)

## બુઝાતો દીપક

શાહઆલમ પછી તેનો પુત્ર અકબર બીજો દિલ્હીનો બાદશાહ કહેવાયો. એને તો અંગ્રેજ સરકારે વર્ષાસનનો બંદોબસ્ત કરી આપી રાજ્યની કુલ સત્તા પોતાના હાથમાં લઈ લીધી.

એ ઇ. સ. ૧૮૩૭માં મરણ પામ્યો. એના પછી એનો પુત્ર મુહમ્મદ બહાદુરશાહ ગાદીપર બેઠો. મુગલ રાજ્યનો આ છેલ્લો જ નામધારી બાદશાહ હતો. એણે ઇ. સ. ૧૮૫૭ના સિપાઈઓના બળવામાં અંગ્રેજો વિરૂદ્ધ ભાગ લીધો, તેથી તેને કેદ કરી રંગુન (બ્રહ્મદેશ) મોકલી દેવામાં આવ્યો. ત્યાં તે ઈ. સ. ૧૮૬૨ માં બેહાલ દશામાં મરણ પામ્યો; આ પ્રમાણે મુગલ સામ્રાજ્યની એ નિસ્તેજ થયેલ અંતિમ જ્યોત્ પણ કાયમને માટે અદ્રશ્ય થઈ, અને મુગલ સામ્રાજ્યનો અંત આવ્યો.

## મુગલ સામ્રાજ્યની પડતીની સમાલોચના

મુગલ સામ્રાજ્યના પહેલા છ બાદશાહો બહાદુર, દૃઢ મનના, અને રાજ્યકારભારમાં કુશળ હતા. ગમે તેવા ભડ શત્રુઓની સામે પણ એ ગાંજ્યા જાય તેવા ન હતા. પરંતુ ઔરંગઝેબના વંશજો સાવ નામર્દ નીવડ્યા. ઔરંગઝેબ પછીના કોઈ બાદશાહમાં પ્રતાપી મુગલ બાદશાહોનું હીર ન હતું. ઔરંગઝેબની નવી રાજનીતિથી ઉભી થયેલી ગંભીર રાજદ્વારી પરિસ્થિતિને પહોંચી વળે એવું સામર્થ્ય કોઈમાં જ ન હોવાથી, હચમચી ગયેલ મુગલ સામ્રાજ્યનો પાયો ઔરંગ-ઝેબના વંશજોના વખતમાં જ એકદમ બેસી ગયો અને આખું સામ્રાજ્ય જમીનદોસ્ત થઈ ગયું. ઔરંગઝેબના પુત્રો પૈકી કોઈનામાં પણ બાપનું શૌર્ય ન ઝળક્યું ! કદાચ ઔરંગઝેબે જ એમનો જુસ્સો અને હીર પોતાના કડક કાબુથી અને બેહદ અણવિશ્વાસથી બાળી નાખ્યાં હોય ! ગમે તેમ હો, પરંતુ એ પ્રતાપી ઔરંગઝેબના જ પુત્રો અને વંશજો મોજમજાહમાં ગુલતાન

રહી નામર્દ જેવા જ બની ગયા, અને રાજ્યની લગામ સુદ્ધાં પોતાના હાથમાં ટકાવી ન શકયા. એમના વખતમાં રાજ્યના અમીર ઉમરાવો પણ દુષ્ટ રંગરાગમાં પડી લડાઇઓ ખેડવાનું મર્દાઇભરેલું કાર્ય વિસરતા ગયા. લડાઈઓમાં પણ પાલખીમાં બેસી પુતળા પેઠે શણગારાઇને જાય અને સાથે સ્ત્રીઓને પણ લેતાજ જાય ! લડવાનું તો બને ત્યાં સુધી દૂર રાખી, શત્રુને લાંચરૂશ્વતથી ફોડવાનું જ કાર્ય કરવામાં તેઓ પોતાની ચતુરાઈ દાખવતા. લશ્કરી છાવણીમાં કાયરને પણ શૂર કરે એવો લડાયક સરંજામનો દેખાવ રાખવાને બદલે દિલ્હીના રાજદરબારનો ઠાઠ ખડો કરી દેતા. આવા અમીર ઉમરાવોથી રક્ષિત બાદશાહો વિજયી નીવડે ને એમનાં રાજ્ય સમૃદ્ધ થઇ યશસ્વી નીવડે—એવી આશા રાખી જ ન શકાય. આથી જ ઔરંગઝેબનું નામનિશાન ગયું કે તરતજ સામ્રાજ્યમાં અંધેર વ્યાપી ગયું, અને સ્વાર્થી ને મોજીલા અમીરોથી, લોભી અમલદારોથી, તેમજ ધનભૂખ્યા હુમલાખોરોથી મુગલ પ્રજા દુ:ખમાં દબાઇ જઇ અંતે નીચોવાઈ ગઈ. ઔરંગઝેબ પછી એક પણ એવો ભડવીર બાદશાહ ન પાકયો કે જે રાજ્યનું અંધેર દૂર કરી પ્રજાને સુખી કરી શકે ! ઉલટા ઠેર ઠેર બળવાઓ જાગ્યા અને સૂબાઓ રાજ્યથી જૂદા પડી સ્વતંત્ર રીતે પોતાનો કારભાર ચલાવતા થયા. મરાઠા, રજપૂત, અને શીખો પૂર સત્તામાં આવ્યા. મરાઠાઓએ તો આગળ વધી મુગલ રાજ્યનો પાયો પણ ખોદી નાખવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો,(જુઓ ખંડ બીજો).નાદિરશાહ અને અહમદશાહની સવારીઓએ પણ નબળી પડતી બાદશાહીને છેક જ પડતીમાં આણી મૂકી. અઢારમા સૈકાના પૂર્વાર્ધમાં

મુગલ સામ્રાજ્ય ધીરે ધીમે છિન્નભિન્ન થઈ ગયું, અને ઉત્તરાર્ધમાં એ છિન્નભિન્ન થયેલું સામ્રાજ્ય સાવ નામશેષ જેવું જ થયું અને આખા હિન્દમાં ઠેર ઠેર અંધેર જામ્યું. એ અંધેરમાં મરાઠાઓ ખૂબ ઘૂમ્યા અને હિન્દમાં હિન્દુ સામ્રાજ્ય સ્થાપવા પ્રયત્ન પણ કરી ચૂકયા; પરંતુ આખરે તેઓ પણ હિન્દના કમભાગ્યે ન ફાવ્યા, અને હિન્દુસ્તાનનું રાજ્ય એક અજાણી પરદેશી પ્રજાના હાથમાં ગયું. (યૂરોપમાંથી આવેલી જુદી જુદી વ્યાપારી કંપનીના ઇતિહાસ માટે જુઓ ખંડ બીજો).

---

# અભિપ્રાય.

## રા. બી. જે. અકકડકૃત 'આપણા દેશનો ઇતિહાસ'
## ભાગ ૧, ૨, ને ૩.

The three parts comprise ancient and modern India and contain all the materials required for our upper Primary & Secondary Schools. The arrangement is methodical and concise though very lucid. A praiseworthy feature of the books is that the necessary maps throwing light on events have been given. Besides, instead of giving a mere narration of facts, the writer has tried to connect cause with effects at every important stage.

Ancient India, which describes succinctly but clearly the religious, intellectual, social and political growth of Hindu Society, is likely to make very interesting reading even to the non-student world. The administration of India which comprises a large portion of part III seems to have been got up with great care and accuracy.

The language is simple and clear and the whole get-up as regards printing, type and binding is as desired. The price as a whole is moderate.

All the three parts deserve to be sanctioned for text, prize & library purposes by the Department.

Broach.
11th May 28.

K. A. Bala.
Retired Principal, P. R. Training College,
Ahmedabad.

* * *

Bandra, 21-5-26.

Many thanks for your advance copy of "આપણા દેશનો ઇતિહાસ" ભાગ ૧ લો. It is really a readable book, treating the subject in a very interesting and inspiring manner. It would specially be useful to young boys as stimulating the faculty which would make history an attractive subject.

**Narsinhrao B. Divetia.**

*    *    *

The book is really useful to the Students reading up to Std V of our High Schools, and may be read with pleasure even outside the school room.

Bombay. }
14-6-28 } **H. V. Shroff.**
Principal, Shree Sayaji High School, Baroda.

*    *    *

I have just glanced over a few of the chapters of Mr. Akkad's latest publication "આપણા દેશનો ઇતિહાસ" which is in my opinion highly commendable as a handy text book for Secondary Schools in as much as it is at once well written and up-to-date. A book of this type had long been a desideratum and Mr. Akkad has greatly facilitated the work of students by writing a history of our country in an easy and impressive style.

Surat. }
14-4-26. } **I. P Khansaheb.**
Head Master, Sarvajanik High School, Surat.

*    *    *

રા. ભાઈ અક્કડ,

તમારા ઇતિહાસનો થોડો ભાગ મેં વાંચી જોયો, તે પરથી સ્પષ્ટ જણાય છે કે વિદ્યાર્થી વર્ગને ઉપયોગી થઇ પડે એ દ્રષ્ટિથી પુસ્તક લખાયું છે. તેનો યોગ્ય સત્કાર થએલો જોઇ હું ખુશી થઇશ.

સુરત. } જેકીશનદાસ પ્રા. શ્રોફ
તા. ૧૫-૬-૨૮ } રીટાયર્ડ હેડ માસ્તર, ગવર્નમેન્ટ હાઇસ્કુલ, સુરત.

* * *

Santacruz, 15-4-1926.

I have gone through about 140 pages of the book "આપણા દેશનો ઇતિહાસ" by Mr. B. J. Akkad of Surat and from the portion I have read, I can confidently say that the book is pre-eminently fitted to be a text in the higher standards of Primary Schools........................ The treatment of the subject matter is intelligent and methodical, the style is simple yet attractive and interesting and the general get up is careful and decent. I have no doubt that Mr. Akkad's book will command a splendid appreciation which it so well deserves.

H. G. Anjaria.

* * *

I have gone over the advance copy of 176 pages of the first part of the History you intend to publish. I have looked at the work from several standpoints and must say it has been found satisfactory. I am particularly impressed with the lucid chaste diction–a matter of great importance when we are to prove the superiority of vernaculars as media of instruction. The language is very simple and easy even for the Parsis, who usually prefer English to highly Sanskritised Gujarati. Except for a faw words (e. g. અક્ષૌહિણી p. 17) you have tried to suit the general requirements in adopting a sort of "L. C. M." of the language.

Surat. 16–4–26 } **Khursed S. Dabu.**
Principal, Surat Parsi Orphanage.

*　　　*　　　*

The history text 'આપણા દેશનો ઇતિહાસ,' published by Mr. B J. Akkad, supplies a long felt want of a good history book in Gujarati. The style is simple but attractive, the language free from difficult Sanskritised words and matter well arranged and critically treated. The book is sure to interest the Student world – Hindu, Parsi or Mohomedan and will facilitate their work a good deal, even of those preparing for the S. L. Examination.

Surat. 4–7–1926 } **M. N. Khansaheb.**
1st. Asst., Government High School, Surat.